ચિત્રકાર · કનુ દેસાઈ

# કવિતાને

· વસંતતિલકા ·

હે વિશ્વકાવ્યજનની! તુજ ચંદ્રચારુ
જોતાં જ દૃષ્ટિ, ઉછળે જળ સિંધુ કેરાં
મોજાં વહાવી ધરતીતટ લોલ, એવા
ઉલ્લાસક્ષોભ મુજ આ ઉરના નથી રે!

વીણા વહે મધુરતા તવ અંતરેથી
તેના પ્રતિધ્વનિ કરું, નહિ ભવ્ય એવું
કો ઉચ્ચશૃંગ ગિરિશું જડ હૈયું મારું!

તો માત! અંતર દબાવન અંધકારે
જન્મ્યાં પ્રમત્ત દળવાદળ મૃત્યુઘેરાં,
ને વીજળી ભભુકતી બનીને કરાલી
ચાબૂક મારી વરસાવી જજે તું વર્ષા!
હૈયું ન ગુંજી ઉઠતું તુજ મર્મરે, તો
જાજે બનાવી પગઠોકરથી જ મેઘા!

# ગંગોત્રી

ઉમાશંકર જોષી

સૌન્દર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે.

પ્રકાશક · મૂળશંકર સોમનાથ ભટ્ટ સીઆપુરા · વડોદરા

અજાણ્યું વ્હે આવ્યું ગભરુ ઝરણું કો તવ પદે,
પ્રવાસી, તેં એને હૃદય જગવી સિંધુરટણા.

આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરને

અજાણ્યું વ્હૈ આવ્યું ગભરુ ઝરણું કો તવ પદે,
પ્રવાસી, તેં એને હૃદય જગવી સિધુરટણા.

આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરને

Poetry is that primitive energy of mind shaped by the intellect which uses words to express more than it can fully understand.

—*R.L. Megroz*

# નિવેદન

૧૯૩૦ ના ચોમાસા પછીનાં ત્રણચાર વરસમાં આ કાવ્યો લખાયાં છે. તે પહેલાંના છંદોવ્યાયામમાંથી લખનાર પોતે તો ઉગરી શકે એમ હતું નહિ, પણ વાચકોને એમાં રોક્યા નથી. છેક હમણાંની કૃતિઓ પણ વળી એવે જ કારણે આમાં મૂકી નથી.

હમણાંનાં વરસોમાં ગૂજરાતમાં જીવનનો જે પ્રચંડ જુવાળ ચડી આવ્યો તેની અસર તળે જ આ કાવ્યો લખાયાં છે, એવી કબૂલાત અહીં ચોરી રાખવી ઇષ્ટ નથી લાગતી. એટલે એમ નહિ કે આમાંનું દરેકે દરેક કાવ્ય ગૂજરાતના આધુનિક વિશિષ્ટ જીવનનું પ્રતિબિંબ છે. વિષયો જુદાજુદા પણ છે; પરંતુ વિષયની પકડ અને રચના પર અત્યારના જીવનની મહોર પડવા દીધી છે એટલું જ.

એમાં એમ પણ બની આવવા સંભવ છે, કે અદ્યતન ભાવનાઓ નિરૂપતાં કાવ્યોમાંથી કોઈ, લખનારને પોતાને ભલે મોતીના લલચાવતા રૂપરંગથી લાધ્યાં હોય, પણ વસ્તુતઃ બુદ્બુદ જ હોય.

એ ગમે તેમ હોય. કવિતા એ પણ સાહસ છે.

ને સાહસને પણ પોતાનું કાવ્ય ક્યાં નથી? પરંતુ જીવનમાં જ્યારે સાહસ બહુ જ આગળ વધી જાય અને કવિતા પાછળ રહી જાય ત્યારે ઘણું જ કઢંગું લાગે છે. . . . . કદાચ ગૂજરાતનું જીવનકાવ્ય આ વરસોમાં જેટલું વધ્યું છે એટલા પ્રમાણમાં ગૂજરાતની કવિતા નથી વધી.

એવે વખતે જનતાની જીવનકવિતાના પૂરવહેણમાંથી પોપણજળને નાનીનાની નીકોમાં સંસ્કૃતિક્ષેત્રો તરફ વાળવા, અનેક ભાઇઓ કરે છે તેવો, આ પણ એક નમ્ર પ્રયત્ન છે.

વળી જનતાના જીવનમાં તો ખૂણેખૂણે કવિતા ઉભરાય છે; જ્યારે શબ્દસ્થ કવિતા જનતાના નીચલા થરો સુધી પહોંચતાં હજી ડરતી, અચકાતી હોય એવું જણાય છે, અથવા કહો કે આ સંગ્રહમાં તો એવું છે જ. અને એ એવું હોય તો તે લખનારના સહૃદય પ્રયત્નો છતાં અને તેની અશક્તિને કારણે જ છે.

ટિપ્પણો મૂકવાં જ પડે છે એ એક બીજી કમજોરી છે. વાચકોમાંના અમુક વર્ગની અશક્તિ તરફ ઇસારો કરી શકાય એમ નથી; કેમકે પેલા સુલતાને એક વિશ્વવિખ્યાત પુસ્તકાલયને જલાવી દેતી વખતે દલીલ નહોતી કરી કે કુરાને શરીફમાં છે તે જ જ્ઞાન એમાં હોય તો આખું પુસ્તકાલય વધારાનું ને નકામું છે, ને એમાં કંઈ જુદી તરેહનું જ્ઞાન હોય તો તે કાફરોનું કામ છે? કાવ્યોનો જેમને અભ્યાસ જ છે તેમને માટે ટિપ્પણો વધારેપડતાં છે, બોજારૂપ છે; અને જેમને મુદ્દલ અભ્યાસ નથી તેમને આવડાં ટિપ્પણથી જ અર્થ સમજાઈ જવાનો નથી! . . . . એટલે લખનારે જ પોતાના અર્થને નુકસાન ન પહોંચે એ ખાતર ટિપ્પણો રાખ્યાં છે.

સંગ્રહના નામને એક વિશેષ નામ તરીકે જ લેવાનું છે; કેમકે એનો અર્થ કરવા જતાં કોઈ એમાં ચિરંતન પાવિત્ર્યની આશા રાખશે અગર ભવિષ્યના મહાવિકાસનું સૂચન એમાં શોધશે. અહીં એમાંનું કશું અભિપ્રેત નથી. . . . . . ખરી વાત એ છે કે મારા ઘર પાછળ ઊભેલા ખંભેરિયાની ઝાંઝરી કે ઇડરના દોસ્ત જંબેલસાના એકાદ ઝરણના નામથી સૌકોઈ પરિચિત હોત તો તેનું નામ જ રાખી લેત.

સંગ્રહને આખરનું જે રૂપ મળ્યું છે તે નક્કી કરવામાં અનેક મિત્રોનો મમતાભર્યો હાથ છે. તેમનો અને કાવ્યોને છૂટક છૂટક પ્રકટ કરનાર તંત્રી પ્રકાશકોનો તથા લખનારની સમગ્ર કવિતાપ્રવૃત્તિને પ્રેરણાપ્રોત્સાહન આપતા મુરબ્બીઓ અને મિત્રોનો આ સ્થળે આભાર માનવો અયોગ્ય નહિ લેખાય.

સંગ્રહના પ્રકાશનમાં ઢીલ થવા પામી છે. પણ એનું વળતર એ રીતે મળ્યું છે કે એને આપણા ઉત્તમ મુદ્રક અને પ્રકાશકનો લાભ મળ્યો છે.

વૈશાખી પૂર્ણિમા ૧૯૯૦ **ઉમાશંકર જેઠાલાલ જોષી**

૫૬

૧૯૩૪

# ક્રમ

# વાંછા

· શિખરિણી ·

ભલે મારે હૈયે ગગન ઘુમતા ઘોર ઘનનાં
વસે અંધારાં એ ગહન ગભીરાં શાં પ્રલયનાં!
પ્રકાશી–ચર્યા છો મુજ જીવનના પંથની ન હો!
પ્રભો! મારે કાજે તિમિર રહજો, તાપ જ હજો!
ભલેને ઊંચેથી રવિ તપીતપીને તુટી જતો,
અને ઝંઝાવાતે ફુંકીફુંકી ભલેને ખુટી જતો!
તીણી વિદ્યુત્ધારા ઉપર કટકા થૈ જવું ભલે!
ઊંડા અંતર્નાદે ક્ષુભિત બનવું એ ય ગમશે.

પરંતુ એ નાદે જગતજનહૈયાં ઉછળશે.
લીલા રંગે ખીલી કુદરત નવાં હાસ્ય હસશે,
નવા રૂપે નાચે જીવન મુજ, જ્યાં ગાત્ર ગળશે,
હટે અંધારૂં, વેરણ વિજળીથી પંથ જળશે.

પ્રભો! મારે તાપે તપી, અવરની શાંતિ સૃજવી,
નિચોવી અંધારાં અજર રસજ્યોતિ જગવવી.

ઓગસ્ટ ૧૯૩૦

# પ્રશ્ન

· મંદાક્રાન્તા ·

'છે કો મારું અખિલ જગમાં?' બૂમ મેં એક પાડી:
ત્યાં તો પેલી ચપળ હિસતી વાદળી જાય ચાલી,
દોડ્યો વ્હેળો વહનગીતમાં પ્રશ્ન મારો ડુબાવી,
ને આ બુઢ્ઢો વડ પણ નકારે જ માથું હલાવી.
સુણ્યા સાથે ગિરિ ય પડઘા પાડીને ફેંકી દેતો
બીજા પ્હાડો તણી કુહરમાં વેણ, હૈયે ન લેતો.
તારા લાગે બધિર, વિજળી પૂછવા દે જ છે ક્યાં!
ત્યાં પૃથ્વીનાં સ્વજન તણું તો નામ લેવું પછી કાં?

છેલ્લે પૂછ્યું રુધિરઝર આ પાણીપોચા હયાને:
'વ્હાલા, તું તો મુજ રહીશ ને? છો જગે કો ન મારું.'
ને એ દંભી શરમ તજી કહે: 'તું ન માલીક મારો,
હું તારામાં વસું અવર કાજે.'–ખિજાયો, વિચાર્યું:
બીજાં કાજે વસતું મુજમાં?! તો મદર્થે બીજાંમાં
હૈયાં વાસો નહિ શું વસતાં કૈં હશે સ્નેહભીનાં?

ઓગસ્ટ ૧૯૩૦

# ગુલામ

• ગુલબંકી •

હું ગુલામ?
સૃષ્ટિબાગનું અમૂલ ફૂલ માનવી ગુલામ?
સ્વતંત્ર પુષ્પ ખીલતાં,
સ્વછંદ પંખી ઊડતાં,
હલાવતાં સુડાળ ઝાડ, ના કહેતું કોઇ ના.

સરે સરિત નિર્મળા,
નિરંકુશે ઝરે ઝરા,
વહે સુમંદ નર્તનો, ન હાથ કોઇ દેતું ત્યાં.

સિંધુ ઘૂઘવે કરાળ,
ઊછળે તરંગમાળ,
ગાન કોઈ રોકતું ન, નિત્ય ગીત ગાજતાં.

સ્વતંત્ર પ્રકૃતિ તમામ
એક માનવી જ કાં ગુલામ?

ઑગસ્ટ ૧૯૩૦

# ઉરસન્ધિ

• વસંતતિલકા •

બે આત્મ ગાય ગીત એકસરીખડું, ને
બેમાં ય વ્હે જીવનવ્હેન અખંડ એક;
— જેવી વહે સરિત મંજુલ સૂર રેલી,
ને ઘોર ઘર્ઘર રવે જળઓઘ નાચે;
આ નૃત્યમાં સરિતના ઉરના ઉઘાડ,
એ ગાનમાં ઉદધિના નવલા હુલાસ.
ને એ લપાઈ સરિતા જલધિની સોડે
જીવે સમુદ્ર પણ એ નદીના જ પ્રાણે.—

એવાં જહીં જીવન વાસિત એકગન્ધે
નિર્મલ ત્યાં ઉભયનો ઉરસન્ધિ મીઠો
સંયોજતો ઉભય જીવન સ્નેહબન્ધે.
ને તંતુ કો બજત એકસૂરે અદીઠો.
આત્મા તણું અમર સંગીત પ્રાણવાન
અદ્વૈતના અનુભવે થતું એકતાન.

સપ્ટેમ્બર ૧૯૩૦

# શૂરસંમેલન

• પૃથ્વી •

મહા દળ દળાય, ને તુમુલ જુદ્ધ ગર્જી ઉઠે,
ફુટે ગગન ચાટતો જટિલઝાળ જ્વાલામુખી.
ઘણા યુગથી ઘોરતો વિકટ કાળ ત્રાડી રૂઠે,
કરાલ ક્રૂર દંષ્ટ્રમાં ઝડપી વીર જાતો ભખી.
દવાનલ જલે, પલેપલ હલે ધરા ત્રાટકી,
ઢળે અચલ શૃંગ; ભૈરવ સહુ ય ઘૂમી રહે,
ફુટે શિર, તુટે રગો, સતત રક્તધારા વહે,
દિસે ચળકતી કથા રુધિરઆંકી પૃથ્વીપટે.

ડુબે નીરવ વેદના સમરભેરીના નાદમાં,
અને અડગ બંકડા ઉછળતા રહે ખેલને.
ભુલી વિષમ ભૂતને સહજ યુદ્ધઉન્માદમાં
ઘડે યુવક ભાવિને નવલ, શૂરસંમેલને.
અને જગ જગાડતો ગગનભેદી રહેતો ધ્વનિઃ
મુખે સમરગાન હો! પ્રિય સ્વતંત્રતા પ્રાણ હો!

ફેબ્રુઆરી ૧૯૩૧

## બલિ

· ઉપજાતિ ·

વિરાટની અંજલિથી સરેલ
હું તો બલિ–વજ્જરપુષ્પ નાનું.
સ્ફુલિંગ શું નિત્ય કરંત ગેલ,
અંગાર વચ્ચે રચતો બિછાનું.

જ્વાલા ચુમું સિંદુરપાંખડીએ,
કાને ભરું ગાન સ્વતંત્રતાનું.
અખંડ માપું નભ આંખડીએ,
ભરું સુવાસે ઇતિહાસપાનું.

પ્રાણેભરી પાવક ભૂમિઓમાં
રાચી રહું અંતરઊર્મિઓમાં.

ફેબ્રુઆરી ૧૯૩૧

# એકલ, સાથમાં વા?

· ઉપજાતિ ·

સંધ્યા સલૂણી સરી ગૈ અકેલી,
એકાકિની આથમી શુક્રતારા.
જોતી રહી આંખડીઓ નમેલી,
ને ઝીલતી શીતલ સ્વપ્નધારા.
એ સ્વપ્નમાં સુન્દરતા નિહાળી
એકાકિલા જીવનની ઉજાળી.
જાગું જરી, ને નિરખું ખગોલે,
શું ચંદ્રીનું એકલ નાવ ડોલે!

ત્યાં તો મીઠો બેવડ નાદ તીણો
કાને પડે સારસબેલડીનો.
દામ્પત્યની એ સુણી સ્નેહગાથા
હું યે ચહું અન્યઉરે ગુંથાવા.

– રહું વિમાસી ઘડી એક હાવાં:
વ્હેવું જગે એકલ, સાથમાં વા?

# કરાલદર્શન



· દ્રુતવિલંબિત ·

તિમિરના રવમૂક નિમંત્રણે,
રજનીને રસઅંગુલિદર્શને,
કુટિરદ્વાર તજી પગલાં ભરું
તુજ ભણી પ્રિય સાગર ! આજ હું.

ઝરણભોમ વિષે જનમ્યો હતો,
સરિતસંગતિમાં ઉછર્યો હતો;
ઉઘડી કોમળ કાલ જતાં ઉરે
જલધિના સહચારની વાંછના.

તિમિરના જગ પે પડદા ઢળ્યે,
રજનીનાં જલ પે નયનો નમ્યે,
ઉર ચહું તવ આજ પિછાનવી
ગહન ગીતગભીર કરાલતા.

૨

યુગલ-કોઇ નથી અહીંઆં હવે,
અનિલ વેણુ ફુંકી પગલાં ભુંસે;
શમી ગઈ કહીં યે રસગોઠડી,
વિરમી સાગરના ગરવા રવે.

કંઈ નથી વદવું, નથી માગવું !
વદીશ તો ય થશે ગીતલીન સૌ !

ગરજતાં ગીત સમ્મુખ હું ધરું
હૃદયની મૃદુ ઊર્મિલ મૂકતા.

૩

તહીં પણે કંઈ ફેનિલ વીચિઓ
ઉછળતી, હસતી, મદ–ડોલતી,
અતિગભીર ધપે તમ ચીરતી
અદય ભીષણ દંતુશળો સમી.

મૃદુલ નીરવ કંપતી શ્યામિકા,
ધવલતા નિરખી જલફેનની.
સહી જતાં નવ સાગરક્રૂરતા
ડગ ભરું તહીં હું ય કુટી ભણી.

૪

કુટિરદ્વાર કરી દઉં બંધ હું
વિરમવા જરી સ્વપ્નની સોડમાં
તિમિર ત્યાં દઈ સાદ પુકારતું,
શ્રવણમાં સ્વર મંદ ભરી જતું:

'વિપુલ વિશ્વવિરાટ કરાલતા
ધડકતી ઉદધિ તણી ઊર્મિએ.
વિરમવા પળ એહ હયા પરે
કંઈક વાર વિંધાઈ જવું પડે.

સહુ અમે નિશનાં તમપુંજને
હૃદયઘાવ બધા ય કબૂલ છે.

ઉર ચિરાય ભલે ધવલોર્મિએ !
નવ થશે કદિ યે પુરું મૂલ એ.'

એપ્રિલ ૧૯૩૧

## આંસુ

• અંજની •

ઉરએકાન્તે ઝૂરી મરતું,
ભાવતરંગે એકલ તરતું,
અંતરના ઉલ્લાસ નિતરતું,
મારું આ આંસુ.

આપું છું તુજને એ સિંધુ !
ગરજે ગીતડાં તવ જળબિન્દુ
એવું ગાન પૂરી મુખ એને
નચાવજે તાને.

અનંતતાની એકલ વાટે
અશ્રુગીતને વિચરું ઘેને.
જગ ! તુજને દઉં છું; ઘુઘવાટે
ગજાવજે એને.

એપ્રિલ ૧૯૩૧

# પિપાસા

· લાવણી ·

ઓ ! યુગતરસ્યા જગકંઠ ! જરી તું પુકાર કરજે ધીરે.
આ જાગી જશે અંધાર વિંધાતાં તવ રવ–કંપ–સમીરે.
જો ! નિશા ન ઝબકી જાગે !
ને થાતાં પુનઃ પ્રભાત સ્વજન મુજ જીવનભેટ ન માગે !

હું જાણું તારી તરસ, કરું છું ભીષણતમ તૈયારી,
તું ધીમે સાદ પુકાર, ક્યારની સુણી મેં કરુણ સિતારી.
જો ! જાગી જશે મુજ માતા !
નિજ અંગ પછાડી પંથે મારા ચરણ રંગશે રાતા !

અહીં કને સૂતા મુજ પિતા જાગશે, ભાઈ અને ભગિની
મુજ માર્ગ રોકશે, વહાવશે સૌ આંસુ તણી ઝરણી.
શોરથી ઊઘડતાં બારી,
ઉરદીવડે સ્નેહ પૂરંતી રડશે કંપતી કોક કુમારી.

તુજ સૂકો ઘર્ઘર સાદ પસારે ભયપગલાં સંસારે
મુજ ભેરુ બની સાશંક ઝંખશે મને ઉભો ભવઆરે.
શો શોષ તને ભારી ?!
શે દૂર થશે ? મુજ કને માત્ર નાનીશી જીવનઝારી.

શો શોષ એવડો ? ઢળ્યાં અનર્ગળ શોણિત તવ પેટાળે,
કંઈ સન્ત અને પયગમ્બરનાં, શહિદોનાં પ્રેમઉછાળે !

નવ શમતી પૂર્ણ પિપાસા !
ને તો ય ઘડીક પણ શમાવું એવી અંતર મુજ આશા.

જુગજુગતરસ્યા જગકંઠ ! જરી તું ધીરે સાદ પુકારે
તો થાય મને ય ન ભાન એમ પ્હોંચું ઝટ તારે દ્વારે.
હું આવ્યો, આવ્યો આ !
તુજ શોષ જતી પી અંતરથી રેલું જીવનધારા.

જુલાઈ ૧૯૩૧.

# સિન્ધુદર્શન

ઉપજાતિ

અમે અમારાં મનુમંદિરોમાં
કૈં કૂજતા ગીત સુધા ઝરંત.
સૂતા શિલા પે ગિરિકન્દરોમાં
પ્રતિધ્વનિથી શ્રવણો ભરંત.

નાચંત કૈં નિર્ઝરિણી નિહાળી,
સંગીત રેલંત નદી રુપાળી,
ગીતો સુણી કોકિલ-બુલબુલોનાં
ધાર્યું, ન એવાં કહીં ગીત કોનાં.

આજે દીઠો ગૌરવગાન ગાતો
પ્રચંડ કલ્લોલથી લોલ ડોલતો
વિશાળ અંભોધિ. તરંગમાલા
હસે સુણીને મુજ બોલ કાલા.

હાવાં ધરી મૌન સુણ્યા કરીશ,
ને શલશૃંગે જઈ એ લવીશ.
ગીતો વીણી સાગરશેરીઓનાં
વેરીશ હું એ મનુમંડપોમાં.

જુલાઈ ૧૯૩૧

જેણે નભચોકે રંગોળી પૂરી રે
ઉષાને અંબોડે ગૂંથ્યા તારલા;
એના ફૂંળા સ્પર્શે તું યે જાગ્યું રે
રમવા મારી પેર અહીં અવનીતલે.'

એકલડી આકાશે ભમતી વાદળી રે
બપોરના દવમાં તે ભીતર બળી જતી,
સરિતાનાં નિઃશ્વાસતપ્યાં પાણીડે રે
તરંત નિજ છાયાથી હૈડું ઠારતી.
ત્યાં મુજ ગીતડું હાંફતું દોડી આવે રે
પૂછે, 'સરિતા! કહે ક્યાં મુજ માડી વસે?
દૂરદૂરની ખીણશું તારે બેની રે
બેનપણાં બાળુડી તું હતી ત્યારથી.
લાવે તું ઝરણાંના કંઈ સંદેશા રે
તો મુજને કહે, ક્યાંય દીઠી મુજ માવડી?'
કહે સરિત, 'આ બળબળતી લૂ વરસે રે
શૈશવનાં સ્મરણો મુજ એમાં જળી જતાં.
હતી બાળુડી ત્યારે વન ખેલંતાં રે
દીઠી કૈંક પરીઓ, ત્યાં એ યે હશે.
પણ પાછું નિરખ્યા વિણ હું તો વહતી રે
ને ના જાણું કોણ હતું ને ક્યાં ગયું.'

સન્ધ્યા ખીલે ત્યારે મારું ગીતડું રે
જઈ પ્હોંચે ખમચાતું સાગરશેરીએ.

# ગીતગંગોત્રી

નવલખ નયને રડીરડીને થાકી રે
પરોઢિયે રજની નિજ પાલવ પાથરે.
રવિસાજના રંગોને પથરાટે રે
શુક્રતારિકા શરમાતી મુખ ખોલતી.
એવા ઉરરંગી આંસુના વ્હેને રે
કોમળ ફૂલશું તરે ગુલાબી ગીતડું.
અધખીલ્યું નિજ રૂપ દેખતાં લાજે રે
પાંપણને બારણિયે કરતું ડોકિયાં.

રમ્ય ઉષાના સ્નેહલ કોમલ સ્પર્શે રે
વન, વનવેલી અને વિહંગો જાગતાં.
મુનિકન્યકા સમી રમંતી ઝરણી રે
કંકણનો રણકાર અનિલમાં રેલતી.
ત્યાં જઈ મારું ગીત નાચતું ખેલે રે
ને ધીરે પૂછે ઝરણાંના કાનમાં:
'કાલિન્દી ગંગાનાં હિમથી શીળાં રે
એવાં મારાં યે ઉદ્‌ભવનાં સ્થાન ક્યાં?'
ને હો ઝરણી કરુણકોમળી ઉરની રે
પાસે બેસાડી બે બોલ વદી જતી:
'જે કર પરિમલથી ફૂલનાં દલ પુરતો રે,
પંખીના કલરવને જેહ જગાડતો;

જેણે નભચોકે રંગોળી પૂરી રે
ઉષાને અંબોડે ગૂંથ્યા તારલા;
એના ફૂંળા સ્પર્શે તું યે જાગ્યું રે
રમવા મારી પેર અહીં અવનીતલે.’

એકલડી આકાશે ભમતી વાદળી રે
બપોરના દવમાં તે ભીતર બળી જતી,
સરિતાનાં નિઃશ્વાસતપ્યાં પાણીડે રે
તરંત નિજ છાયાથી હૈડું ઠારતી.
ત્યાં મુજ ગીતડું હાંફતું દોડી આવે રે
પૂછે, ‘સરિતા! કહે ક્યાં મુજ માડી વસે?
દૂરદૂરની ખીણ શું તારે બેની રે
બેનપણાં બાળુડી તું હતી ત્યારથી.
લાવે તું ઝરણાંના કંઈ સંદેશા રે
તો મુજને કહે, ક્યાંય દીઠી મુજ માવડી?’
કહે સરિત, ‘આ બળબળતી લૂ વરસે રે
શૈશવનાં સ્મરણો મુજ એમાં જળી જતાં.
હતી બાળુડી ત્યારે વન ખેલંતાં રે
દીઠી કૈંક પરીઓ, ત્યાં એ યે હશે.
પણ પાછું નિરખ્યા વિણ હું તો વહતી રે
ને ના જાણું કોણ હતું ને ક્યાં ગયું.’

સન્ધ્યા ખીલે ત્યારે મારું ગીતડું રે
જઈ પ્હોંચે ખમચાતું સાગરશેરીએ.

કોણ સુણશે અણબોલાયા શબ્દો રે?
તોય પૂછે મુજ ગીત, 'અરે મુજ જન્મ ક્યાં?'
ત્યાં તો મોટા તરંગ બે અફળાઈ રે
છાંટે જળની ઝકોરથી નભતારલા.
ને ઘૂઘવતા ઘોર અવાજ સુચવતા રે
વેરાતાં મોજાંના ફેનિલ શૃંગથી:
'જો રે! પેલા ચળકંતા તારાની રે
પલપલતી પાંપણિયે તારું પારણું!'

મધ્ય રાત્રિના મંદ તિમિરસૂર શમતા રે
વિશ્વવ્હેનના ગહનગભીર ઉછાળમાં.
ત્યારે તારાની કીકી શું ટમકી રે
ગીત મુકે નિજ પ્રશ્ન વહંત અનંતમાં.
તિમિરવીંઝતા પ્રકાશગોળ ભ્રમંતા રે
ક્ષણભર તો સૌ સુણતાં સ્તબ્ધ બની જતા.
એવે ઊંડો અનંત નાદ પુકારે રે
'તું તો શબ્દ સનાતન સુન્દર મૌનનો.'

જુલાઈ ૧૯૩૧

# અંતિમ સંબોધન

· પૃથ્વી ·

સખે ! સુહૃદ !—એહવાં રસિક સ્નેહસંબોધનો
સહી નવ શકે અહીં પ્રકૃતિબાળકો કોમળાં.
કહેઃ ‘કવતી કોકિલા સકલ કાજ, ડાળો ઝુલે
વિશાળ સહુ માટ છાંય ધરતી,–નથી શું લીધી?
સરે સરિતગીત, નિર્ઝર ઝરે, તમે યે પીઓ !
–અમે અતિશ નંદતાં રસ પસારી સૌને હયે.
કવિ ! ક્યમ તને જ સંકુચિતતા વરી તો પછી ?
વિશાળ ઉરભાવ વિસ્તર અસીમ દેશે અયે !’

સખે !—ફરી કદી ન હું વદીશ એહ સંબોધન.
હવાં ગગનઘુમ્મટે જ પડઘાઈ ફેલી જશે
દશે દિશ, અનંત આંગણુ વિષે સદા ખેલશે.
તને ય રસસ્વાદ આજ લગીમાં લગાડ્યો જ, તો
વિરાટ વપુ વિશ્વમાં પ્રસર પ્રાણ તું, જેથી હું
સુણું, નિરખું વ્યોમમાં, ભૂતલમાં, બધે તું હિ તું !

જુલાઈ ૧૯૩૧

# પ્રિયસંસ્મૃતિ

• દ્રુતવિલંબિત •

થિજી ગયેલ સુઅશ્રુકણો સમા
નિશતણા ચળકે નભતારલા;
નિરખી અશ્રુની અક્ષરસંહિતા
ઉરની એકલતા ઉછળી પડે.

તિમિરનાં રસગાઢ તુફાન તે
હ્રદયનાં પડશું અતિ આથડે;
તદપિ પાંપણ લેશ ન ભીંજતી
વિવશ અશ્રુ ય અંતરમાં રડે.

તહીં જ અશ્રુની નિર્મળી ડોળતી
પ્રિયતણી સ્મૃતિ સંચરતી ઉરે;
સળકતાં જળ, બંધન તૂટતાં,
ઝરણી આંસુતણી મધુરી સ્ફુરે.

હ્રદય પાંપણઅંજલિએ વહી
સરલ પૂજી રહે પ્રિયસંસ્મૃતિ.

જુલાઈ ૧૯૩૧

# શશિકલા

પેલી લીલી આંબલિયાની ડાળે રે
એક મ્હોરી'તી મંજરી.
હું તો આથમણા આભની પાળે રે
એક મ્હોરી'તી મંજરી.

જરી ઝૂલું વિભાવરીને કાને,
રહું રાચી કુંજકોકિલાને ગાને,
કાચ ઢાળતી વિશ્વમ્હેલને સોપાને,
રે એક મ્હોરી'તી મંજરી.
હું તો આથમણા આભની પાળે રે
એક મ્હોરી'તી મંજરી.

પુણ્યો હતાં તે મારાં વ્હેલેરાં પાંગર્યાં,
ફૂલડાં હતાં તે ફૂટી ફળો થયાં,
હું તો પંદર દિનમાં બની પૂર્ણિમા,
રે એક મ્હોરી'તી મંજરી.

હું તો આથમણા આભની પાળે રે
એક મ્હોરી'તી મંજરી.
પેલી લીલી આંબલિયાની ડાળે રે
એક મ્હોરી'તી મંજરી.

ઑગસ્ટ ૧૯૩૧

# મારી ઋતુઓ

શિખરિણી

શિયાળામાં મારી હૃદયરસની ઊર્મિઝરણી
જતી થીજી; વીણા હિમપડ વિષે મૂક બનતી.
મહા ઝંઝાવાતો પ્રબળ સુસવે બુદ્ધિબળના,
કરે રક્ષા કો ત્યાં? ન ઘરસઘડી, કાષ્ઠ પણ ના!

અને ગ્રીષ્મે તાપે તપીતપી અતીશે ઉકળવું,
મને રોમેરોમે કરમ લખિયું છે પ્રજળવું!
ન ઘેને ઘેરાયો કંઈ સમજતો કે જીવન શું,
અને તાપે મારું છણછણી ઉઠે ઊર્મિઝરણું!

અહા! ત્યાં તો વર્ષા કરુણરસરેલંત વરસે,
અને થાતાં મારું ઉર સભર ભાવે, નવરસે
હસે, નાચે, કૂદે, વિહગ વનવેલીથી રમતું,
તરંગો ઊર્મિના દુરદુર સમુદ્રે વહવતું.

પ્રવાતે બુદ્ધિના જીવનતણું થીજેલ ઝરણું
ફરી ભાવોર્મિએ નવલ રસ ઝીલે અણુઅણુ.

ઑગસ્ટ ૧૯૩૧

# 'વિશ્વશાંતિ'માંથી

## ૧

વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી:
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ!

વીંધાય છે પુષ્પ અનેક બાગનાં!
પિંખાય છે પાંખ સુરમ્ય પંખીની!
જીવોતણી કાય મુંગી કપાય છે!
કલેવરો કાનનનાં ઘવાય છે!

રડે છે પ્રકૃતિમાતા, દૂઝે છે દિલદુઃખડાં;
અમી પી ન ધરાતાં, ને કપૂતો રક્ત રેલતાં!

છે પત્ર ને પુષ્પની પાંખડીએ
પ્રભુતણાં પ્રેમપરાગપોઢણાં;
કલ્લોલતાં પંખીની આંખડીએ
ગીતો અનેરાં ચમકે પ્રભુ તણાં!

પ્રકૃતિમાં રમંતા એ દુભાશે લેશ જો દિલે,
શાંતિની સ્વપ્નછાયા યે કદી માનવને મળે?

સૌ જીવ આજે ઉરથી વહાવીએ
કારુણ્યની મંગલ પ્રેમધારા;
વસુંધરાનાં સહુ બાળકો મળી
બજાવીએ અંતર એકતારા.

હૈયેહૈયાં પ્રેમગાને જગાવી,
પ્રજાપ્રજા હાથમાં હાથ ગૂંથી
ને સ્કંધે સ્કંધ સંપે મિલાવી,
ગજાવીએ સૌ જગઉંબરે ઊભી:

'માનવી પ્રકૃતિ, સૌને वसुधैव कुटुम्बकम्!'

ને એ જશે શબ્દ અનંત વીંધી,
જ્યાં ઘૂમતી કોટિક સૂર્યમાલા,
જ્યાં શાંતિના રાસ ચગે રસાળા,
यत्र विश्वं भवत्येकनीडम् ।

૨

આપણે માનવી બિંદુ પૃથ્વીના પટ ઉપરે,
ને પૃથ્વી બિંદુડા જેવી વિશ્વને તેજસાગરે,
વિશ્વમાલા અને આ યે બિંદુ શી અતલાન્તિકે.

ને તો યે બિંદુ આધારે તરંગી સિંધુની છટા,
છે પ્રત્યેક અણુ લીધે વ્યોમે તેજગુંથી ઘટા.

ભલેને આપણે બિંદુ ગંભીરે કાલસાગરે,
ગર્જશું ગીતડાં ઘેરાં બધાં યે બિંદુડાં સહે.

ઝીલીને વિશ્વહૈયાનાં સ્પંદનો આ લઘુ ઉરે,
નાચીશું એ મહા નૃત્યે પ્રેમને કોમળે સૂરે.

ગાજે મહા સિંધુ અનંત ગાને,
ને ઊછળે મંદ્ર મહોર્મિમાલા;
સૌ બિંદુડાં આપણ એક-તાને
ગાશું અહોરાત અભેદગાણાં!

ને 'શાંતિ શાંતિ!' વદતો સુવિરાટ આત્મા
વિશ્વાન્તરે વિકિરશે ઉરસ્નેહલીલા.

ઑક્ટોબર ૧૯૩૧

## 'પહેરણનું ગીત'

પરોઢે મંદિરશંખ ફૂંકાયા, ને સાંજે થયા ઘંટનાદ!
રાત ખૂટે તો ય કામ ન ખૂટે! કોને દેવો મારે સાદ?

દા'ડો આખો ઠરી ન બેસવું ઠામ!
રાતે તો ય ઊભું કામ ને કામ!

માથું ભમે ને અંગ ઢળી પડે, હાથે ખાલી ચડી જાય,
પાંપણે જાણે મણિકા મેલ્યા, પડળે વળે ઝાંય.

તુરંગે કેદી ય નિંદર પામે!
તો યે ના છોડી મને આ કામે!

કોર ઓટું ને ઓરિયાં ગૂંથું,
ઓરિયાં ગૂંથું ને કાપલી સાંધું,

સાંધું, સાંધું ને મોડી રાતે કામમાં ઝોલાં આવે,
થાકેલો મારો હાથ સોણામાં કામ અગાડી ચલાવે.
—અરે! મારું કામ થાશે પૂરું ક્યારે?

કોર ઓટું ને ઓરિયાં ગૂંથું,
ઓરિયાં ગૂંથું ને કાપલી સાંધું,

સાંધતાં મારું હૈયું વિલાતું, ને માથું લે ઘુમ્મરઘેર,
થાક્યોપાક્યો મારો હાથ તો યે ના છોડે દોરાની સેર!
—અરે! મારે દસ ખાનારાં ઘેર!

ભાઈલા ! તારે બેન છે, વારુ ?
બેટા ! તારે માડી છે, વારુ ?
ઘરમાં તારે છે વહુઆરુ ?

પહેરી ફરે તું, તે વસ્ત્ર નથી એ જાણી લે મારા બાપ !
ભાંડુ તારાં જેવાં મનેખના એ આયખાનાં છે માપ !

—રામજી ! કાં રોટલા મોંઘા ?
લોહીમાંસ આટલાં સોંઘાં ?!

નવેમ્બર ૧૯૩૧

# વિશ્વતોમુખી

· ઉપજાતિ ·

હિમાલયે મસ્તકનાં ઉશીકાં,
ને બાહુ ઝીલે જલ ગંગ-સિધુનાં.
સહ્યાદ્રિશૃંગે પગ એક ટેકવી
ઝંખ્યા કરું દર્શન ભાગ્યઇન્દુનાં.

વંટોળ ઊઠે મરુભોમના ઉરે
સ્મિતે શમાવું સ્વર-મંજુ-કંપને;
ને વિન્ધ્યના શૈલશૂલે વિંધાઉં
તો યે હસું જાગૃત સ્વપ્નસિંચને.

ને એ ક્ષણે તો લઘુ માનવી મટી
બની રહું રાષ્ટ્ર-વિરાટ-ચેતના;
પ્રજાપ્રજાના ઉર-સ્પંદ-તાને
ગુંજી રહું ઊર્મિલ ઐક્યપ્રેરણા.

ઉકેલતો તારક શબ્દ પોથી
ને પ્રેમધારા વહું વિશ્વતોમુખી.

ડિસેમ્બર ૧૯૩૧

# બારણે બારણે બુદ્ધ

ધોમ ધખે, ને ધરણી હાંફે, માડીનાં સૂકાય દૂધ,
અંતરના ઊકળાટ વધે, ને ગરજી ઊઠે જુદ્ધ,
ઓ રે! ગરજે કાળાં જુદ્ધ,
અમીકૂપી લઈ ઘૂમી વળો ત્યારે હૃદયવીર! પ્રબુદ્ધ.

અંધારઘેરી અરધી રાતે બૂઝાય દીવા વીર!
દશ દિશાથી ફૂંકાય ઘેરા મોતના શીત સમીર,
ઓ રે! કાળના શીત સમીર,
ઉરેઉરે ત્યારે દીપ પેટાવો ચેતનાના સ્નેહવીર!

માનવતા ઉર ત્રાસી રહી રણ-આંગણ-શોણિત-ક્ષુબ્ધ
વીર ઊઠી આજ લડી લો ત્યારે જુદ્ધની સામે જુદ્ધ
ઓ રે! જુદ્ધની સામે જુદ્ધ.
ઘરેઘરે વીર ગાંધી જગાવો, બારણેબારણે બુદ્ધ!

જાન્યુઆરી ૧૯૩૨

## પંપા સરોવરે

પંપાસરોવરે ખીલ્યાં'તાં પોયણાં
પોશપોશ પાણીડે હીંચતાં જી રે;
હું યે ખૂણે એક ખીલ્યું'તું પોયણું
ચેતન કુંવારી રસ સીંચતાં જી રે.

પંપા ને શબરી બે સરખી સાહેલડી
શબરીનાં નીરતીર બેસણાં જી રે;
આંસુનાં ઓસબુંદ વીંટચાં એને ય બે
પાંપણને પારણે પોયણાં જી રે.

અમે નીંદરિયે સૂરજના ઘેનમાં
એની ખિડાય ના પાંખડી જી રે!
અમે સૌ ઝંખતાં વ્હેલી વિભાવરી
કોની એ દેખતાં વાટડી જી રે?

ઊગ્યા ત્યાં ચંદ્રમા ને સૌ યે હસી પડયાં,
શબરીના ચંદ્ર-રામ ના'વિયા જી રે;
નયણાંનાં નીરમાં આછેરાં હીલતાં
એનાં બે પોયણાં રોતાં જી રે.

શબરી તો સારે બોરબોર આંસુડાં
મારે ખોબે ય બે વેરતાં જી રે;

મોતી ચૂગંતા આવે ત્યાં હંસલા
હૈડાનાં પારખે મોતીડાં જી રે.

પંપા સરોવરે ખીલ્યાં'તાં પોયણાં
શબરીને સૌરભે સીંચતાં જી રે.
હું ચે ખૂણે એક ખીલ્યું'તું પોયણું
આંસુ ખર્યે નેણ મીંચતાં જી રે.

૩૧મી જાન્યુઆરી ૧૯૩૨

# જઠરાગ્નિ

· ઉપજાતિ ·

રચો, રચો અંબરચુંબી મંદિરો,
ઊંચા ચણો મ્હેલ, ચણો મિનારા !
મઢો સ્ફટિકે, લટકાઓ ઝુમ્મરો,
રંગે ઉડાવો જળના ફુવારા !

રચો, રચો ચંદનવાટિકાઓ,
રાચો રચી કંચનસ્થંભમાળા !
ઊંડા તણાવો નવરંગ ઘુમ્મટો
ને કૈંક ક્રીડાંગણ, ચંદ્રશાળા
રચો ભલે !
અંતરરૂંધતી શિલા
એ કેમ ભાવિ બહુ કાળ સાંખશે ?
દરિદ્રની એ ઉપહાસલીલા
સંકેલવા, કોટિક જીભ ફેલતો
ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે.
ખંડેરની ભસ્મકણી ન લાધશે !

એપ્રિલ ૧૯૩૨

# ઝંખના

• ભજનનો રાહ •

સૂરજ ઢૂંઢે, ને ઢૂંઢે ચાંદાની આંખડી,
નવલખ તારાનાં ટોળાં ટળવળે રે જી.
પૃથ્વીપગથારે ઢૂંઢે ભમતા અવધૂત કોઈ
વિશ્વંભર ભરવા નયણે રે હો જી.
—સૂરજ૦

મહેરામણ ભૈરવનાદે અલખ પુકારે,
મૂંગા ગિરિઓનાં મસ્તક ઊંચે ઝંખતાં રે જી.
તલખે પંખી ને પ્રાણી, સરવર નદીઓનાં પાણી,
રાતે ડુંગરિયા દવ નો જંપતા રે હો જી.
—સૂરજ૦

તરણાની છાયા હેઠે કાયા ઢંકાય તારી
આભનાં આભૂષણ તો યે ઓછાં પડે રે જી.
બ્રહ્માંડ ભરીને પોઢ્યા, કીકીમાં માશો શેણે?
જોવા તોયે લોચનિયાં ઘેલાં રડે રે હો જી.
—સૂરજ૦

ગગન ઘેરીને આજે દર્શન વરસો રે વ્હાલા!
ઊરે ઝૂરે રે મારો પ્રાણબપૈયો રે હો જી.
—સૂરજ૦

મે ૧૯૩૨

# સોનાથાળી

મંદિર આંગણે, આરતીટાણે,
પૂજારીને પગે વાગે છે કાંઇ.
પાછા વળી એણે રણકારની ભણી
નજર ઢાળી.
ચકચકતી જોઇ ચંદનવરણી
સોનાની થાળી.
આરસ–રસના આભમાં જાણે
પૂનમ ભાળી.
હોઠે મૂકીને તર્જની જમણી
પૂજારી મનમાં વિચારે કાંઇ:

—રતન જડેલી કંકાવટી, ને
અગરુ, ચંદન, ધૂપ
કંચનથાળ હથેળીએ લઇ
આવ્યાં'તાં નગરીનાં રૂપ.
રાતે ભૂલેલા
ચોકે પડેલા
કોઇ કુમારીના તો ન્હોય થાળ?—

નીચા નમીને
થાળ લઇને
પૂજારી પ્રવેશ્યો પરશાળ.

ટમટમ બળતા દીવાને તેજે
દેખી લીધું એણે હાથમાં સ્હેજે—
'અરે! મોંઘા સોનાની ન્હોય થાળી!
પગે ઠેલાતા પિત્તળની
આ તો ભૂંડી લાંછનવાળી!'

ભોંઠા પડીને,
આંખ લૂછીને,
કાંપતે હાથે એ થાળ તપાસે,
વચ્ચેના લાંછનની ભણી ધારે.

ઉષાને ઉજાસે આછા છુપેલા
તારા જેવા જોયા લેખ લખેલા,
ઝાંખા ઝાંખા અધમધ્ય મઢેલા:
'પ્રાણી ઉપર જેનો પ્રેમ વધારે
દેવોની એને આ ભેટ.'

'નવરા દેવો તે શું છે દેવાના?
લોઢા પિત્તળને ઓળખે પાણા!'
ક્રોધથી એણે આરસ ઉપર થાળી અફાળી,
દીપ ઝગ્યો શું?
જ્યોતિ ઝગી શું?
દીવાનાં તેજને રમવા તેડતી ચકચકે શી થાળી?

# સોનાથાળી

મંદિર આંગણે, આરતીટાણે,
પૂજારીને પગે વાગે છે કાંઇ.
પાછા વળી એણે રણકારની ભણી
નજર ઢાળી.
ચકચકતી જોઇ ચંદનવરણી
સોનાની થાળી.
આરસ–રસના આભમાં જાણે
પૂનમ ભાળી.
હોઠે મૂકીને તર્જની જમણી
પૂજારી મનમાં વિચારે કાંઇઃ

—રતન જડેલી કંકાવટી, ને
અગરુ, ચંદન, ધૂપ
કંચનથાળ હથેળીએ લઇ
આવ્યાં'તાં નગરીનાં રૂપ.
રાતે ભૂલેલા
ચોકે પડેલા
કોઇ કુમારીના તો ન્હોય થાળ?—

નીચા નમીને
થાળ લઇને
પૂજારી પ્રવેશ્યો પરશાળ.

ટમટમ બળતા દીવાને તેજે
દેખી લીધું એણે હાથમાં સ્હેજે—
'અરે! મોંઘા સોનાની ન્હોય થાળી!
પગે ઠેલાતા પિત્તળની
આ તો ભૂંડી લાંછનવાળી!'

ભોંઠા પડીને,
આંખ લૂછીને,
કાંપતે હાથે એ થાળ તપાસે,
વચ્ચેના લાંછનની ભણી ધારે.

ઉષાને ઉજાસે આછા છુપેલા
તારા જેવા જોયા લેખ લખેલા,
ઝાંખા ઝાંખા અધમધ્ય મઢેલાઃ
'પ્રાણી ઉપર જેનો પ્રેમ વધારે
દેવોની એને આ ભેટ.'

'નવરા દેવો તે શું છે દેવાના?
લોઢા પિત્તળને ઓળખે પાણા!'
ક્રોધથી એણે આરસ ઉપર થાળી અફાળી,
દીપ ઝગ્યો શું?
જ્યોતિ ઝર્યો શું?
દીવાનાં તેજને રસવા તેડતી ચકચકે શી થાળી?

હીરામઢ્યા શા લેખ પ્રકાશે.
ઊડુંઊડું જાણે હસે આકાશે
ચાંદાને તેજે તારા.
આછા આછા તો ય આંજણહારા.

કંપ્યો પૂજારી,
હૈયે ને દેહે આવી ધ્રુજારી:
'કોપ્યો રે દેવ.'
પગે પડી એણે કીધી જ સેવ.
લળીલળી લખ માગી રે માફી,
થાળીને ફરતી ફૂલકુંડાળી
દોરી, ને બાજઠ ઢાંકી.



સોનાની થાળી શો સૂરજ ઊગ્યો,
કંકુછાંટે પુરકન્યાએ પૂજ્યો,
પૂજારીએ ત્યાં શંખ જ ફૂંક્યો,
આરતીના બજ્યા ઘંટ.

વેદ ભણેલા બ્રાહ્મણ આવ્યા,
આવી રાજાની સવારી;
ગાદીએ આવી ગુરુજી વિરાજ્યા
શેઠ આવ્યા સુખકારી.

વ્હેંચી પરસાદી શુભ તુલસીદલ
બોલે પૂજારીઃ 'સુણજો, સહુ ! પલ,
આજ સવારે મુહૂર્ત મંગલ
દેવોની આવી છે ભેટ.'

બાજઠ ઉપાડયો ને તેજ વછૂટયાં,
લેખ વાંચીને નેણ અંજાયાં,
ધૈર્ય ગુરુનાં રાજાનાં ખૂટયાં,
બોલ્યા નગરીના શેઠઃ
'શંખ ફૂંકો, ને ઘંટ બજાવો,
પિટાવો ઢોલનગારાં,
પુરજનોની પરિષદ સામે
ગુણની ગાઓ ગાથા.
જેનાં હશે અદકેરાં પુન્ય
ભેટ પામીને થાશે તે ધન્ય.'



પરિષદ સામે પૂજારી બોલે,
થાળની વાત અજાયબ ખોલેઃ
'પ્રાણી દેખી જેનું પ્રેમહિલોળે
અંતર લેતું ઉછાળ,
એને માટે આ થાળ.'

ગુરુજીનાં ત્યાં વેણ સુણાયાંઃ
'મારી પ્રીતિને ન કોઇ પરાયાં.

ઘુમ્મટછાંયમાં જે કો સમાયાં
તે મુજ હાથની હેઠ.
મારી પ્રીતિ તો મહાજન જાણે,
જાણે છે નગરીની નારી,
ફૂલ જેવા કૂંવકુમાર જાણે.
શું જાણે શેરીભિખારી?'
બોલે પુરીજન, 'જય ગુરુદેવ!'
થાળ લેવાને ઊઠ્યા ગુરુદેવ.

ગૌરવ ડગલે આગળ ચાલી,
આંગળીએ જ્યાં કિનાર ઝાલી,
થાળ ઝંખાયો!
ભાણ લજાયો!!
અંધારથી શું પ્રકાશ લીંપાયો?
પાછા હઠીને જુવે તો પાછાં
રેલાયાં કંચનતેજ.
'જય પરમદેવ!' લોક પુકારે,
થાળ હસે છે સ્હેજ.

રાજા વદેઃ 'હું ધર્મથી ચાલું,
લોકોને પ્રેમથી પોષું છું પાળું,
કોઈનું સ્હેજ ન ફરકે રૂંવાડું,
દેવના છે ચાર હાથ
જાણું છું, રાજાનો રાજા બેઠો છે
સૌથી મોટો જગનાથ.

દુશ્મન માર્યા,
ઠાર કર્યા
તે પ્રજાના પ્રેમને કાજ.
માર્ગે કરાવ્યા ઉપવન વીંધી,
રોગીને આરામવાડીઓ દીધી.'

ઊઠીને રાજા બે ડગ ચાલે,
માથે સોનાનો મુકુટ હાસે,
કોણ જાણે, કેમ લોચન મીંચ્યાં થાળે?
સોનાનો મુકુટ ઝાંખો થયો કેમ ભાસે?
રાજા પાછું એક ડગ ભરી જાય,
ત્યાં તો થાળીનાં તેજ ઊભરાય.
'જય પરમદેવ!' અનેક કંઠે
ઊઠ્યો ત્યાં નાદ પ્રચંડ,
રાજાના લજ્જાનિર્બલ કરથી
કંપી સરે રાજદંડ.

શેઠ કહેઃ 'છે સૌને ય લાગ્યો
પૈસાની સાથે પ્રેમ.
પૈસાથી પ્રેમ કદી નહિ જુદો
હેમની સાથે જ ક્ષેમ.
મેં તો અનર્ગળ ભંડાર વેર્યો,
બીજો છપ્પનિયો આવતો ઘેર્યો.
પળપળ પૂરી સો સો પત્રાળી
એની ભેટ ગણું આ થાળી.'

આંગળી અડવા જાય છે ત્યાં તો
          લજાઇ થાળની કાયા,
આરસભોંયે થથરી ઊઠી
          શેઠની જાડી છાયા.

પંડિતે પ્રેમની વ્યાખ્યા કરી, ને
          સમજાવ્યું કેમનું કેમ.
થાળ ઝંખાયો ત્યારે મનાયું, કે
          પંડિતાઈ નહિ પ્રેમ.

દાનેશરી કોઈ, લખેશરી કોઈ,
ઘણાય બોલ્યા; બધું ય વ્યર્થ!
સોનાની થાળી શો સૂરજ ડૂબ્યો,
થાળ ન આવ્યો કોઈને અર્થ.

નાનકડી એક મંડળી નીમી,
કે રોજ બેસી ગુણગાથા સુણી
યોગ્ય લાગે તેને દેવી એ ભેટ.



આંગળી અડતાં વેંત લજાતો
          સોનાનો થાળ.
હાંસી કરતો હસે, ફરતી ફેલી
          કિરણજાળ.
સભાની સામે આવે છે સાચા,
સતપૂજાની ગાય છે ગાથા.

છ માસ વીત્યા,
કોઈ ન જીત્યા
દેવોની સાદી એ ભેટ.
આજે તો લોકોના મોંઘા લાડિલા
યાત્રા કરીને આવ્યા છે શેઠ,
અકળ છે તો ય થાળીની લીલા!



મંદિર બારણે માગણટોળાં
મોકો જાણી ઊભરાયાં છે ભોળાં,
ગુણિયાની આગળ પાથરે ખોળા.
પૈસા વેરીને,
પુણ્ય કમાઇને,
સતિયા પ્રવેશે મંદિરદ્વાર,
બ્હાર અપંગોની હારોહાર.
પ્રેમ માગે તેને
પૈસો આપીને
લેવા જતા સર્જન ઉપહાર.

લૂલા દૂબળા એક ડોસાની પાસે
બેસીને ફેરવે હાથ કો વાંસે?
'પ્રભુને બારણે
નેણ ખોલો રે ભાઈ!
પ્રેમને પારણે
ક્ષણ ઝૂલો રે ભાઈ!'

આંગળી અડવા જાય છે ત્યાં તો
          લજાઇ થાળની કાયા,
આરસભોંયે થથરી ઊઠી
          શેઠની જાડી છાયા.

પંડિતે પ્રેમની વ્યાખ્યા કરી, ને
          સમજાવ્યું કેમનું કેમ.
થાળ ઝંખાયો ત્યારે મનાયું, કે
          પંડિતાઈ નહિ પ્રેમ.

દાનેશરી કોઈ, લખેશરી કોઈ,
ઘણાય બોલ્યા; બધું ય વ્યર્થ!
સોનાની થાળી શો સૂરજ ડૂબ્યો,
થાળ ન આવ્યો કોઈને અર્થ.

નાનકડી એક મંડળી નીમી,
કે રોજ બેસી ગુણગાથા સુણી
યોગ્ય લાગે તેને દેવી એ ભેટ.



આંગળી અડતાં વેંત લજાતો
          સોનાનો થાળ.
હાંસી કરતો હસે, ફરતી ફેલી
          કિરણજાળ.
સભાની સામે આવે છે સાચા,
સતપૂજાની ગાય છે ગાથા.

છ માસ વીત્યા,
કોઈ ન જીત્યા
દેવોની સાદી એ ભેટ.

આજે તો લોકોના મોંઘા લાડિલા
યાત્રા કરીને આવ્યા છે શેઠ,
અકળ છે તો ય થાળીની લીલા!



મંદિર બારણે માગણટોળાં
મોકો જાણી ઊભરાયાં છે ભોળાં,
ગુણિયાની આગળ પાથરે ખોળા.
પૈસા વેરીને,
પુણ્ય કમાઈને,
સતિયા પ્રવેશે મંદિરદ્વાર,
બ્હાર અપંગોની હારોહાર.
પ્રેમ માગે તેને
પૈસો આપીને
લેવા જતા સર્જન ઉપહાર.

લૂલા દૂબળા એક ડોસાની પાસે
બેસીને ફેરવે હાથ કો વાંસે?
'પ્રભુને બારણે
નેણ ખોલો રે ભાઈ!
પ્રેમને પારણે
ક્ષણ ઝૂલો રે ભાઈ!'

દર્શનની અધીરાઈ નથી કૈં,
સોનાથાળીનું ભાન નથી કૈં,
પાસે વાવેથી
લોટી ભરી આણી,
ટીપેટીપે હોઠે આંગળીએથી
ટોવા માંડ્યું એણે પાણી.
આંસુથી પલળી પાંપણ ખોલી
અપંગે મૂંગી આશિષ બોલી.
પંથી ગયો દેવદર્શન કાજ.

પાંપણે એને પાણી ભર્યાં'તાં,
અંજલિરૂપે એ જ ઝર્યાં'તાં,
દેવને પાયે મોતી ઠર્યાં'તાં.

થાળને તેજે સભા લાજે છે
વર્ષ થયું છે આજ,
હજાર હાથ અડ્યા હશે તો ય
પહોંચ્યા નહિ પ્રેમસાયરપાજ.

સંધ્યા થતાં સહુ ઊઠવા કરે છે,
પંથી દર્શનથી પાછો ફરે છે,
પૂજારીની સ્હેજ દૃષ્ટે પડે છે.
પાસે બોલાવી
થાળી બતાવી.
શતગણો રેલી તેજની ધારા
ઊડ્યા જાણે પથિકઉરેથી પ્રેમફુવારા.

આંગળી અડતાં દીપી ઊઠ્યા છે થાળકિનારા !

પૂજારી બોલેઃ ‘જય પરમદેવ!’
ઘોષણા ગાજીઃ ‘જય પરમદેવ!’
પૂજારીએ ફરી દેખાડી થાળી,
પંથી કહેઃ ‘મારી હથેળી નાની;
ભૂખ્યાં, ભુલાયાંના ખોબા છે ખાલી,
એનાં આનાથી પુરાવો પેટ.
મોટી મારે મન માનું એ ભેટ.’

પૂછે પૂજારી કોણ આ કાય?
‘ખેડૂત’ બોલી પથિક જાય.

મે ૧૯૩૨

# એક ચુસાએલા ગોટલાને

· ઉપજાતિ ·

તુરંગની બ્હાર ઘણીક વેળા
કામે જતા ને કંઈ કૈં નિહાળતા;
આજે અજાણ્યે પગ સામું જોતાં
દીઠું કંઇ અદ્‌ભુત એક વાટમાં.

પાસે જણાતો નથી કોઈ ઓટલો,
બારી અહીંથી બહુ દૂર દીસતી;
ભૂલો પડ્યો તું અહીં ક્યાંથી ગોટલો?
આંબો ન એકે નજરે પડે અહીં !

તને ગણી ક્ષુદ્ર અબૂધ માનવી
છો કોઇ ફેંકી દઇને ગયું હશે;
અમે પરંતુ તવ ધન્ય દર્શને
તૃપ્તિ મળેલી ગણતા નવીનવી.

—સમુદ્રની સ્હેલ કરંત માછલી
ખોબા જલે આજ વસી રહ્યા અમે.
સ્વેચ્છા થકી સૌ સુખસ્હેલ છોડી
ને તો ય આનંદ વિચિત્ર પામીએ.—

આંબા બધી આલમના અમારે
તને નિહાળી ગણવા ચુસેલા;

ને તારી આ કેસરી કાય માંહી
જોવા જ રંગો ઋતુના ફુલેલા.

વસંતની કોડિલી કોક મંજરી
કોકિલટૂહૌકે વિકસી હશે ઉરે,
ને ગ્રીષ્મની પ્રેમલ આંચ પામી
લાલી હશે સૌમ્ય ધરી શરીરે;
અમીરસે ધન્ય તને વીંટીને
વૈશાખની શાખ થઇ ઝૂલી હશે.

ક્યાં એ હશે સુંદર આમ્રકુંજ?
લીલાં રસીલાં મધુ પર્ણપુંજ?
અનેક મિત્રોથી પડી વિખૂટો
ક્યાં આથડે તું અહીંઆં અટૂલો?

તું તો પ્રવાસી બહુ દૂરદૂરનો
આવ્યો હશે ડુંગર કૈં વળોટતો,
મીઠા મધુરા રસની સુંવાળી
ગાદી વિષે કોમળકાય લોટતો.

ચોમેર રંગીન દિવાલ વીંટે,
ને દ્વાર નાનું રહ્યું માત્ર ડીંટે,
પરંતુ ના ફોડી શક્યો હશે તું;
મુક્તિ તને કોઇક આપનારું.

—મારા સમો તું ય હશે જ કેદી
પુરાયલો બંધતુરંગ એક દિ'.

કેવી હશે આંગળીઓ સુકોમળી
તારાં બધાં બંધન ઘોળનારી?
આસ્વાદઘેલા રસલોભી ચુંબને
તુરંગ તારી મધુરી ખુલી હશે.

તારા ભરેલા રસરંગ ચૂસતા
સ્પર્શ્યા હશે ઓષ્ઠપ્રવાલ એ તને;
ને આખરે ધૂળ પરે જડાતાં
કૃતઘ્નતા નિન્દી હશે ઉરે તેં.

તું ભાઇ ક્યાંથી અહીં? હું ય ક્યાંથી?
છૂટા પડીશું હમણાં અહીંથી!
પરંતુ તેં જેહ જગાવી ઊર્મિઓ
જગે ગજાવીશ ઉમંગથી સૌ.

આળોટતો તું ધૂળમાં તથાપિ
એ ધૂળના ઢાંકણમાં લપાઈ,
ફાલીફુલી તું બનશે કદાપિ
આંબો રસાળાં ફળને ઝુલાવતો.

સ્વતંત્રતાનો બની પુણ્યયાત્રી
હું કોઈ દિ' આવીશ આ સ્થળે તો,
તારું મહાભાગ્ય ખીલ્યું નિહાળી
પિછાન જૂની હૃદયે સ્મરીશ.

—ને કોણ જાણે? પરથી ચુસાઈ
હું યે ભળું ધૂળ વિષે જ ગોટલો!

ઝૂલે મહાવૃક્ષ સ્વતંત્રતાનું
ને ના રહે નામનિશાન મારું!

મારો લઘુ પથ્થર આવતાં પથે
સ્વાતંત્ર્યયાત્રી કવિ કો રસાત્મને,
આ આજ તારી જયમ એ મુખેથી
શું હું ગવાઈશ જ?—કોણ જાણે?

૧૬મી જૂન ૧૯૩૨

## આત્મટહૂકે

· પૃથ્વી ·

નથી કવિત આ, નથી લલિત મંજુ શબ્દાવલિ,
નથી સરલ, લોલ, ડોલનવતી સુરીલી છટા,
ન વા પ્રણયબંસરી હૃદયગીત આલાપતી,
નથી સુભગ કલ્પનો, ગહનનાં ઊંડાં ચિન્તનો,
ન કે ગગન વીંધતાં ઉલટતાં ઉરે મન્થનો.
અનેક દુખતપ્તની ઉપર છાંય ઓઢાડતી
સુશાન્ત મનભાવતી નથી જ શબ્દઘેરી ઘટા,
નથી અરસ જીવને અલસ સ્વપ્નછાયા ઢળી.

પરન્તુ નભ માપવા વિફલ પાંખ ફફડાવતા
પડ્યા વિષમ પિંજરે અરુણ ચંચુ ફેલાવતા
દુખી કરુણ પંખી પોપટતણાં ઉઠે ક્રન્દનો!
અકંપ સળિયા પરે હૃદયનાં વૃથા સ્પન્દનો!
ન પિંજર તુટે! તદા હલવી દેહબંધો મહા
અતાગ ઉરવ્યોમ આત્મ ટહુકે ઊંડું ગીત આ.

૨૩મી જૂન ૧૯૩૨

## ભિખારી

• ભજન •

પ્રભુ ! મારી ઝોળી ઝૂલે રે ભિખારી !

અલખમંદિરનો પંથી બનીને ભેખની કંથા ધારી;
જુગજુગથી મારી ઝોળી ખાલી, કેમ હશે જ વિસારી ?–પ્રભુ૰

આભઝરૂખેથી તારલિયાની રજકણ વેરી રૂપેરી,
મારે ખોબે ના'વી એક કણી યે, અંધારી રહી મુજ શેરી !–પ્રભુ૰

હૈયાની હાથ ધરીને કટોરી, ઘરઘર અલખ પુકારી,
હવે ન દીધું તે જગને બારણિયે ના રે જડ્યું સુખકારી –પ્રભુ૰

ઉરકટોરીનું મૂકી ઉશીકું, ઝોળીની કીધ પથારી
હાથ પસારી સૂતો હું, ત્યારે વરસ્યો તું પ્રેમફુવારી.
હવે શેમાં ઝીલું અરે ! હું ભિખારી ?
પ્રભુ ! શેમાં ઝીલું અરે ! હું ભિખારી !

૨૩મી જૂન ૧૯૩૨

## ઘાણીનું ગીત

ધીરાધીરા ચાલો રે! વીરા! ધીરાધીરા ચાલો!
કાયા પીલીને તેલ નિકાલો, વીરા! કાયાનું તેલ નિકાલો!

અરધે શિયાળે, પરભાત કાળે
પરસેવાનાં ભર્યાં કૂંડાં,
તો ય આ ભૂંડાં તેલનાં ખામણાં
રહ્યાં હજી યે ઊંડાં
વીરા! કરમ આપણાં ઊણાં.—ધીરા૰

પેલા જલમમાં પીડયો હશે શું
ગરીબ ગાયનો જણ્યો!
(તે) આ જનમારે મનેખનો દેહ
મૂંગો બળદિયો બણ્યો!
વીરા! ફૂદડીફેર ફરાયો!—ધીરા૰

જીવતે જીવત ઢોરની પેઠે
નીચી મૂંડી જોતરાયા,
એવાં કિયાં પાપ આડાં આયાં તે
અવળી ઘાણીએ પિલાયા?
વીરા! આપણે હાથે પિલાયા!—ધીરા૰

ધીરા ધીરા ચાલો રે! વીરા! ધીરા ધીરા ચાલો!
કાયા પીલીને તેલ નિકાલો, વીરા! કાયાનું તેલ નિકાલો!

૨૮મી જૂન ૧૯૩૨

# હથોડાનું ગીત

• કાચબાકાચબીના ઢાળમાં •

હાડનો કીધો હથોડો, ભાઇ ! હાડનો કીધો હથોડો,
રાત ને દા'ડો જોયા વિના પેટનાં પાતાળ ફોડો !
ભાઈ ! હાડનો કીધો હથોડો.

ફેફસાં ફૂંકી હાંફીહાંફીને ધમણ ખૂબ ધમાવી,
ભડભડ બળતા હૈયાની ભાઇ ! ભઠ્ઠી લાલ ધિખાવી,
મૂઠી ધાનની આશા લાવી.

ઊકળે લોહીનું આંધણ ભાઇ ! ઊકળે, ઓરાઉં પંડ,
ઘણના ઘેરા ઘોર અવાજે ગરજી ઊઠે ખંડ,
મારે હૈયે પડે પડછંદ.

ક્રોધથી બારું મોઢું ન કાઢ્યું, ક્રોધથી બારું મોઢું,
રાત ને દા'ડો એક કરીને કૂટ્યા કીધું લોઢું.
ભૂંડું આ આયખું ય થાય દોઢું !

ભઠ્ઠીનો પેલો અંગારો જાણે સૂરજ ચંદર મારો,
ધીખેલા લોઢાનો તણખો ઊડે એ અંકાશનો ગણું તારો,
માથે તો ય ઊભો કામનો ભારો !

લોઢાની સાથે લોઢું બનીને ટિપાઉં મારે જ હાથ,
પોલાદનાં મારાં પાંસળાં પૂરાં પળેપળે ખંડાય,
મારાં આ બાવડાં બેવડ થાય.

લોકનાં કીધાં કોશકહાંમાં, દાતરડે દીધા વ્હેર,
ધાન વિના મારા દાંત વ્હેરાયા, ખાવાનું કોને ઘેર?
ભાઈ! ત્યારે કોને ત્યાં લીલાલ્હેર?

'ધરતીની એરણ ઉપર કાળો કાળ–હથોડો વાગે
ટિપાય માનવી.' કહે ગન્યાની. ગન્યાને ભૂખ ન ભાગે,
પેટની આગ ઝાઝેરી જાગે,
ભાઈ! આગ ઝાઝેરી જાગે.

૨૮મી જૂન ૧૯૩૨

# વિશ્વમાનવી

· ઉપજાતિ ·

કીકી કરું એ નભતારલીની
ને મીટમાં માપું દિગંતરાલને;
માથા વીંધીને જળવાદળીની
અખંડ દેખું પળમાં ત્રિકાલને.

સન્ધ્યાઉષાની સજી પાંખજોડલી
યાત્રી બનું ઊર્ધ્વમુખી અનંતનો;
સ્વર્ગંગમાં ઝૂકવું ચંદ્રહોડલી,
સંગી બનું વા ધૂમકેતુપંથનો.

વ્યક્તિત્વનાં બંધન તોડી ફોડી,
વિશ્વાન્તરે પ્રાણપરાગ પાથરું;
પાંખો પ્રકાશે-તિમિરે ઝબોળી
સ્થળે સ્થળે અંતરપ્રેમ છાવરું.

વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી;
માથે ધરું ધૂળ વસુન્ધરાની.

૩૦મી જૂન ૧૯૩૨

# સમરકંદ બુખારા

લાવણી

કેમે ના લોપાય સ્મરણથી સમરકંદ બુખારા:
મધરાતે મધુનીંદરમાં યે સમરકંદ બુખારા !

મહેતાજી ભૂગોળ શીખવે, નકશો મોટો ખોલી,
અમે કરી ભૂંગળ કાગળની દેતા કંઇકંઇ બોલી:
'શિખી રહ્યા ભૂગોળ હવે, કરની ભૂંગળ નકશાની !'
ચૂપ કરી દેતી પણ ભોગળ શી સોટી શયતાની.
ભલે ભાઈ, ભૂગોળ ભણીશું, બે કર લમણે મેલી.
મહેતાજીએ નદી અને ડુંગરની વાત ઉકેલી.
મુસાફરીઓ કંઈક કરાવી, ધરતી પર, દરિયામાં,
પગે, ગાડીએ, વ્હાણે નહિ, પણ આંગળીએ નકશામાં.

—નકશામાં જોયું તે જાણે જોયું કયાં ? ન કશામાં !—
શ્હેર હથેળી જગા ઉપર તો કંઈનાં કંઇ જ બતાવ્યાં;
ઊભો કરીને પૂછ્યું મને કે, 'કહે શ્હેર એ શાં શાં ?'
'નિશાળ નાની ! ટિચૂકડો આ નકશો ! એમાં શ્હેરાં?!'
બોલું ત્યાં તો તરત હથેળીમાં દેખાડયા તારા !
રોતાંરોતાં ઝટપટ વાંચી, બોલી શ્હેર જવાયાં:
'કાબુલ, બલ્ખ, કંદહાર ને સમરકંદ બુખારા !'
કદી ભુલાશે નહિ બાપલા ! સમરકંદ બુખારા !

—સોય તણી ના ઠરે અણી પણ, ત્યાં એ શ્હેર વસેલાં?!
સોયઅણીપુર કુમારિકા જગ્યા પર કર્ણ સુતેલા !—

હા, હા! એવું હશે કંઇક આ! ત્યાં સોટીચમકારા.
'સા'બ બરાબર યાદ મને છે સમરકંદ બુખારા.'

કૉલેજમાં પ્રોફેસર આવી કવિતા કંઇક શિખાવે,
નવી વાતથી રિઝવી સૌને, પોતાને ય રિઝાવે;
ચીપીચીપી વાત કરે,—એ વાત બધી ય ગુલાબી.
કહે, 'એક ઇશ્કી પૂર્વે કહેતો'તો શાહ શરાબી:
બદન પરે કાળા તલવાળી સનમ રીઝે, તો સારા
દઈ દઉં એ તલ પર વારી સમરકંદ બુખારા.'
સમજાયું ના, તલની લતમાં આવા તે શું બખાળા?

—પગ આગળ વૈકુંઠ હોય પણ વૃંદાવનને માટે
ગોપી એ છોડી દે, તલની વાત હશે એ ઘાટે?—
પણ આલમમાં ગૌર ડીલે તલ હશે જેટલા કાળા,
હશે તેટલાં વારી દેવા સમરકંદ બુખારા?
થંભી મારી ત્યાં જ મુંઝાઈ નવરી વિચારમાળા,
પણ સાંભરતાં ના થંભ્યાં રે સમરકંદ બુખારા!
હથેળી બળવા લાગી ચમચમ, સુણ્યા જૂના હોંકારા,
'મારો ના, સાહેબ! યાદ છે સમરકંદ બુખારા!'

આજે આંખ જરીક મીચતાં સ્મરણ થાય કંઈ તાજાં,
નજર આગળે તરવરતા ખુલ્લા જંગી દરવાજા;
જોતાં સાથે લીધ પિછાની સમરકંદ બુખારા.
ઊંટપીઠે નોબત ગડગડતી, કંઈ પડછંદ નગારાં
શોર કરે, ને પડઘમ ગાજે, બાજે કંઈ રણશીંગાં,
એક પછી બીજાં સૌ નીકળી ચાલ્યાં લશ્કર ધીંગાં.

ધીમે ધીમે સરી જતી પળમાં એ જંગ સવારી,
આંખ ઉઘાડું તો સામે દેખું અધખૂલી બારી.
જોયા ત્યાં ગગને તગતગતા ધોળે દિવસે તારા,
અરે ! પડ્યાં છે પાછળ મારી સમરકંદ બુખારા !

પૂનમચાંદનીમાં સૂતો'તો અગાશીએ એકાકી,
સ્વપ્નામાં ઓચિંતો શાથી ઝબકી ઊઠ્યો જાગી !
પૂરબહાર જ્યોત્સ્ના નિરખીને સહજ દિલડું મોહ્યું,
ને કલંક જાણે તલ જેવું ચંદરમા પર જોયું !
ક્યાંથી ત્યાં તો થઈ રહ્યા રે સ્મરણોના ઠમકારા,
શરાબ છલછલ પ્યાલીભર એ સમરકંદ બુખારા !

એ શરાબની ભરભર પ્યાલી, કે એ જંગસવારી,
કે કાળા તલવાળી પેલી માશૂક તુર્ક-શિરાઝી,
પોતાપર આલમ આખી ચકચૂર હશે કરનારાં
ભલે ! પરંતુ મને સાંભરે સોટીના ચમકારા;
ને ચમકારે મહેતાજીએ નકશાનાં પરભારાં
ભેટ દીધેલાં શહેર એ બે સમરકંદ બુખારા !

ભણ્યો હતો હું કંઈક 'ગામડાં', યાદ રહ્યાં આ બે કાં ?
સૂતાં, સ્વપ્ને કે જાગરણે, ઘડીઘડી પજવે કાં?
ઇસ્પહાન, તેહરાન હતાં શાં ખોટાં? કેમ ભૂલાયાં?
કંચનજંઘા, ઉમાશિખર વા કેમ હશે વિસરાયાં ?
ને એથી યે સંગીતમય છે કેન્યા-કિલિમાન્જારો,
શે તો યે આ બે જ સાંભરે ? મૂકે ન કેડો મારો !

જરી ભૂલવા કરું તહીં તો વાગે છે ભણકારા,
મગજ બારણે બજે ટકોરા સમરકંદ બુખારા !
મધરાતે મધુનીંદરમાં યે સમરકંદ બુખારા !
નિશદિન મારે સ્મરણે રણકે સમરકંદ બુખારા !

૧લી જુલાઈ ૧૯૩૨

## ભાવના

• ઝુલણા

એ જ એકાદી મુજ ઉરનો સૂર હો
એ જ ગુંજો ધ્વનિ ચિત્તતંત્રી,
પતિતનાં પાપને, દલિતનાં દુઃખને
હૃદય મારું સદા રહો નિમંત્રી.

પતિતતમ સાથમાં પતિતસમ થઈ રહું
ક્યાંક એકાન્ત ખૂણે અદીઠે.
ઠેઠ તળિયે પડેલાં તણા પગ ઠરે
પ્રણત મુજ પ્રાણની પાદપીઠે.

જુલાઈ ૧૯૩૨

# ધ્રુવતારલી

• પૃથ્વી •

મને મરણ જો મળે સુભગ રાષ્ટ્રવેદી પરે,
–કિશોર વયને ઊભો ઉરઉઘાડને ઊબરે.
પૂંઠે નજર ફેરવી શિશુપણું ન જોયું ફરી,
ન યૌવન તણી ઘડી સુખદ સ્વપ્નમાલા પૂરી,
હતાં જીવનસ્વપ્ન કૈંક, નિરખ્યાં હતાં મૃત્યુનાં,
તને અરપવાં હતાં સહુ ય કાવ્યદેવી ! હવાં
કદી વિમલ જો બને બલિ સ્વતંત્રતા કાજ જો
અને મરણસોણલાં ય મરી જાય સાથે જ,—તો

જરી કિણકિણાવીને ઝરણની પગે ઝાંઝરી,
સફેન સરસિંધુના સલિલઅંચળામાં વીંટી
શરીર, બુરખો મુખે થકી ખસેડી તારાગુંથ્યો,
ક્ષણેક જ નચાવજે નયનપલ્લવી મીઠડી.
જજે, પછી ભલે જજે ! જીવનમૃત્યુવંટોળમાં
સુધાસ્મિત શી ફેંકી એક ધ્રુવવ્યોમતારાકણી !

# યુગદ્રષ્ટા

• સ્રગ્ધરા •

કુંજે ને પુષ્પપુંજે, ગિરિવરકુહરે, નિર્ઝરોનાં નૂપુરે,
સિન્ધુસ્રોતે પ્રચંડે, જલધિજલતરંગે, દિશાઅંતરાલે,
પંખીગાને સુરીલે, વન–રણ–ગગને, તારકાવૃંદસૂરે,
સન્મંત્રો ગુંજતા'તા સરલ, શુભ, સ્વયં સૃષ્ટિને બાલ્યકાલે.

ત્યારે વીણા જગાડી જનકુલ ભમિયો વાલ્મીકિ! તું રસર્ષિ!
ક્રૌંચીની આર્ત ચીસે તવ મૃદુ હૃદયે શોક શ્લોકત્વ પામ્યો;
કલ્યાણાર્થે જનોને ઉર શુભ જગવી ભાવના ભદ્રદર્શી,
દ્રષ્ટા ! કારુણ્યમૂર્તિ ! તવ કવનરસે વિશ્વનો તાપ વામ્યો.

તેં ગાયાં રામસીતા, મનુહૃદયતણાં ભવ્ય દેવત્વ સ્થાપ્યાં,
શીળી,મીઠી કુટુમ્બી મનુજકુલવ્યવસ્થા તણાં મૂલ્ય માપ્યાં;
તારી વીણા હજી યે ઉરઉર રણકે દિવ્ય ભાવાર્થભીની,
પોષે પીયૂષપાને કલકલ ઝરતી કાવ્યગંગા યુગોથી.

તેં સર્જ્યો રામ કાવ્યે, કવન તવ ઝર્યું વા મહાવીરપાદે,
કો જાણે ? કિંતુ વિશ્વે ઉભય અમર છો અંતરે ઊર્મિનાદે.

મેરુમોટે વલોણે જલધિજલ વલોવ્યાં પુરા રત્ન કાજે
દેવોએ, દાનવોએ; અદય કુટિલ યુદ્ધે વલોવાઈ એવી

ચંડી આર્યપ્રજાઓ, મનુકુલ પસર્યાં ઉષ્ણ હાલાહલો, ત્યાં
મૃત્યુઘેરા 'પ્રણાશે સુખરૂપ પ્રગટયો'તો અમીકુંભ તારો—
કાવ્યે સીંચ્યું મહાભારત–યુગઇતિહાસે ભરી ભવ્ય ગાથા.
આત્માનાં મંથનોમાં સમર ઉપડતાં દેવ ને દાનવોનાં
હૈયે હાલાહલો જ્યાં વિકટ પસરતાં, ત્યાં અમી કાવ્ય કેરાં
તારાં મીઠાં ઝરે, ને અસુર શું લડવાને નવી શક્તિ દેતાં.

તેં ગાયા સર્વ ભાવો પ્રબલ હૃદયઆવેગ ગાયા વિરાટ,
જોયો તેં કાળકાંઠે નૃપતિકુલવ્યવસ્થાતણો ધ્વંસઘાટ.
તારો ઘોરે વિશાળો દિશદિશ ભરતો ગર્જને કાવ્યસિન્ધુ;
મોજાં સ્પર્શ્યાં ન, એવું નવ કંઈ જગતે; તારું ઉચ્છિષ્ટ સંધું.
બ્રહ્મર્ષિ! દિવ્યદ્રષ્ટા! અનુપમ યુગની મૂર્તિ! સ્થિતપ્રજ્ઞ યોગી!
ગીતા ગાનાર! તેં તો મનુજઉરવ્યથા ગાઈ સર્વસ્વ મોંઘી.

સસારે સર્વ રાજ્યો ડગમગ કરતા યુદ્ધવંટોળ ઘૂમ્યા,
મૂર્છા પામી સ્વહસ્તે શતશત જખમે સંસ્કૃતિ યંત્રઘેરી;
લોકોનાં શાસનો યે કરપીણ ઘટના ના શક્યાં એહ ખાળી,
ત્યાં ફૂટી પ્રેમભીની અમૃત નિગળતી ભારતે વીરડી આ.

માગે છે આજ ત્રીજો ભરતકુલ કવિ પ્રૌઢ વાચસ્પતિ કો,
આવા કોલાહલે યે જગતહૃદયનું દિવ્ય સંગીત જોતો,
રાષ્ટ્રોનું ઐક્ય ગાતો, પ્રતિજન ઉર માનવ્યનો દિવ્ય દ્રષ્ટા,
ને ભેદોમાં અભેદે નિશદિન રમતો શાંતિનો સ્વપ્નસ્રષ્ટા.

મોંઘી સ્વાતંત્ર્યકૂચે કદમ ઉપડતા પ્રેમઉન્માદ જંગે,
કૂદે ભૂખ્યાં, દબાયાં, પતિત, દલિત, સૌ મુક્તિઆશે ઉમંગે.
પીલાએલાં જનોની સુકરુણ કથની શબ્દનો દેહ માગે,
પ્રેમે, શૌર્યે પ્રજાના હૃદયઝરણનું મૂક સંગીત જાગે.

એને વીણા ભરીને જગતલ વહવા, વિશ્વમાંગલ્ય ગાવા,
જ્યાં હો ત્યાંથી ધરાપે અવતર કવિ ! ઓ! મુક્તિભાનુ વધાવા.

૩૭ જુલાઈ ૧૯૩૨

# આશા

· અનુષ્ટુપ-ઉપજાતિ ·

પ્રભાતે મંદ પ્રસ્પંદે પૃથ્વીનું પોપચું ખુલે,
નવેલાં તેજનાં દર્શે ઘડી આનંદમાં ઝુલે.
વિભાવરી નીંદરમાં વિતાવી
પ્રભાતનાં મંગલ સ્વપ્ન સેવતાં;
કોલાહલે, કિંતુ, દિને નિહાળી
મીઠાં બધાં એ ઉરસ્વપ્નની ચિતા !
સન્ધ્યાના શાંત અન્ધારે પૃથ્વીનું પોપચું ઢળે,
ભાવિનાં નવલાં સ્વપ્ને ફરી એકાન્તમાં સરે.

જુલાઈ ૧૯૩૨

# બુલબુલ અને ભિખારણ

· લાવણી ·

‘શીદ અકારણ ભમે ભિખારણ? આવ અહીં તરુ નીચે!
જો મારા ગાને જગ કેવું આનંદે હીંચે !’

‘ના રે બા ! મારે તો ભમવું, નથી ગીતમાં મંન;
તારાં ગીત સુણ્યે મળવાનું નથી કોળિયો અંન !’

‘જો ! જો ! પેલી ધનિક બાલિકા પડઘો આરંભે,
ને પેલા પંડિતનું વાચન તેય ઘડી થંભે !’

‘તારાં ગીત મોટાંને છાજે, મને વાટની ધૂળ;
મારાં હાડ ઉપર તો ગાશે સમડી, ગીધ, ગરુડ !’

‘ના ! ના ! પળ તો થોભ, સમજ એ ગીત! બધાં તારાં;
સુખિયાં રાચે ભલે સુણી, પણ સમજે ગીત ન મારાં.’

‘એ આનંદ અમીરો કાજે, કરશે બૂજ જરૂર;
મારે તો ગીતો સુણવાનો સમય ઘણો છે દૂર !’

‘ભલે; ગમે તો આ ગમ કો દી’ કરજે પગલાં તારાં!
કદરહીણ શું વૃથા સૂકાશે આંસુ આ મારાં ?!

‘કેમ ભિખારણ ! સુખી બની શું ? તો નથી મારે ગાવું !
સુખી ન સમજે, દુખી સુણે ના, તો બહેતર નહિ ગાવું !’

‘સુખનાં તો એ નીર ઝાંઝવાં, દોડી દોડી પસ્તાવું !’
‘કેમ આવડા પુરમાં તારું પેટ પૂરું ન ભરાયું ?!’

‘અરે; શહેરના ધનઢગલા આ ઝોળીમાં નવ માય,
ધોધ પડે ધનનો ત્યાં મારો ખોબો છૂટી જાય !’

‘હવે તને સમજાશે મારાં ગીત ખરે મોંઘાં.’
‘ગીત જીવતા મોત તણાં મીઠાં આજે તો ગા !’

‘જીવનનાં મૃત્યુનાં ગાણાં ગાઈશ અણગાયાં,
ધન્ય થઈશ કે દુખી દિલનાં આંસુ લ્હોવાયાં !’

૩જી જુલાઈ ૧૯૩૨

# વિકલ્પ

· પૃથ્વી ·

ફલંગ ભરી ઊડવું ક્ષિતિજપાર આનંત્યમાં,
સુખે વિહરવું સદા સુભગ કલ્પનાવ્યોમમાં;
અડોલ અથવા ધરાતલ પરે જડાઉં, અને
તળે પતિત સંગમાં જીવનની વહું ગંગને?

ચિરંતન વસંત માનવસ્વભાવ આલેખતાં
રૂડાં અમર શબ્દચિત્ર રસપૂર્ણ કૈં દોરવાં;
શું વા દલિતપ્રાણ મૂક જનની જ કંગાલની
દશા ચીતરવા સ્વરક્ત મહીં બોળવી લેખની?

થઇ પથિક જીર્ણ મંદિરતણે સૂને બારણે
રડી રવડી ઝૂરવું હૃદયએકતારા પરે;
થવું જ બલિ વા વિશુદ્ધ જન-મુક્તિવેદી પરે,
અને શમવું સૃષ્ટિના સુભગ ભાવિને ઉંબરે?

'નિહાળ અણુમાં વિરાટ!' શ્રવણે પડે ઉત્તરઃ
'બનાવ ક્ષણ વર્તમાન ચિર-જીવને શાશ્વત!'

૧૬મી જુલાઇ ૧૯૩૨

## મારે અંબોડલે–

મારે અંબોડલે ત્રણ ત્રણ ફૂલ–
ડોલર, ચંપો, ચમેલડી.

ડોલે ડોલર, ને ઝૂલે ચમેલડી,
ચંપાની ઝીણેરી ફરકે રે પાંખડી,
માડીની મધમીઠી હસતી રે આંખડી,
એ હાસનાં કહો શાં શાં રે મૂલ ?
ડોલર, ચંપો, ચમેલડી.
મારે અંબોડલે ત્રણ ત્રણ ફૂલ
ડોલર, ચંપો, ચમેલડી.

ભાઈ મારો ડોલર, હું બેની ચમેલડી,
ચંપાની ડાળિયે વળગેલી વેલડી,
બાની સામે અમે ભાઈબેન બેલડી;
સોહાગી તાનમાં રહીએ રે ડલ
ડોલર, ચંપો, ચમેલડી.
મારે અંબોડલે ત્રણ ત્રણ ફૂલ
ડોલર, ચંપો, ચમેલડી.

૧૨મી ઑગસ્ટ ૧૯૩૨

# ભોમિયા વિના

ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા,
જંગલની કુંજકુંજ જોવી હતી;
જોવી'તી કોતરો ને જોવી'તી કંદરા,
રોતાં ઝરણાંની આંખ લ્હોવી હતી.

સૂના સરવરિયાની સોનેરી પાળે,
હંસોની હાર મારે ગણવી હતી;
ડાળે ઝુલંત કોક કોકિલાને માળે,
અંતરની વેદના વણવી હતી.

એકલા આકાશ તળે ઊભીને એકલો,
પડઘા ઉરબોલના ઝીલવા ગયો;
વેરાયા બોલ મારા, ફેલાયા આભમાં,
એકલો, અટૂલો ઝાંખો પડ્યો.

આખો અવતાર મારે ભમવા ડુંગરિયા,
જંગલની કુંજકુંજ જોવી ફરી;
ભોમિયા ભૂલે એવી ભમવી રે કંદરા,
અંતરની આંખડી લ્હોવી જરી.

# પ્રેમલિપિ

· ઝૂલણા ·

અહો! પુષ્પ પુષ્પે પ્રગટ પ્રેમલિપિ!
દિશાએ દિશાએ રહે દિવ્ય દીપી!

તૃણ તણે અંકુરે પ્રેમભાષા સ્ફુરે,
કોમળા અક્ષરોમાં લખેલી;
વાડીએ, ઝાડીએ, ખેતરે, કોતરે,
વાદળીપિચ્છમાં આળખેલી.
અહો! પુષ્પપુષ્પે પ્રગટ પ્રેમલિપિ!
દિશાએ દિશાએ રહે દિવ્ય દીપી!

પંખીની હારમાં, સરિતની ચાલમાં,
સિન્ધુના ઉછળતા જળતરંગે;
એ જ ગાથા લખી ભવ્ય ગિરિશ્રેણીમાં,
તારકાંકિત નિશાને ઉછંગે.
અહો! પુષ્પપુષ્પે પ્રગટ પ્રેમલિપિ!
દિશાએ દિશાએ રહે દિવ્ય દીપી!

તરુણ જનની કુખે, અરુણબાલક મુખે,
સ્મિતપીંછીથી રચી પ્રણય રૂપી;
મૃત્યુની લેખણે, વૃદ્ધ રોગી તણે,
મુખ લખી કારુણી એ અરૂપી.
અહો! પુષ્પપુષ્પે પ્રગટ પ્રેમલિપિ!
દિશાએ દિશાએ રહે દિવ્ય દીપી!

ઉલટતા નાશમાં, પલટતી આશમાં
અગનઝાળે ગૂંથી ચીપીચીપી;
ભૂત ને ભાવિના ભવ્ય ભાવાર્થમાં
ભભકતી અજબઘેરાં અમી પી.
અહો ! પુષ્પપુષ્પે પ્રગટ પ્રેમલિપિ !
દિશાએ દિશાએ રહે દિવ્ય દીપી !

ઓગસ્ટ ૧૯૩૨

## મિલન

• ખંડ શિખરિણી •

સખે ! સન્ધ્યાકાલે,
પ્રતીચીને ભાલે ટિલડી ટમકે શુક્રકણિકા,
પલક ઝબકે જ્યોત ક્ષણિકા.
થતી તેજોવૃષ્ટિ,
પરોવી ત્યાં દૃષ્ટિ અનિમિષ ઘડીવાર ઊભજે !
હુંય નજર સાંધીશ તહીં, ને.
સુરશ્મિ અંકોરે,
સખે ! દૃષ્ટિદોરે પળ ઉમળકેથી ઝુલી રહી,
ઉભય મળશું આપણુ તહીં.

૧૯૩૨

# રામમઢી

• ભજન •

રામમઢી રે મારી રામમઢી;
ગંગાને કાંઠે રામમઢી,
જમનાને કાંઠે રામમઢી,
રે મારી રામમઢી.
કોઈ સંતન આવે, મંગલ ગાવે,
અલખધૂન રસરંગ લગાવે,
આવે કોઈ અવધૂત ચડી—રે મારી૦
રણઝણે મંજીરા, બજે તંબુરા,
ગુંજે જગકુંજે સ્વર મધુરા,
ફરફર એ પડઘી પડી—રે મારી૦
રસભર હૈયાંની ડોલે નૈયા,
પિયુપિયુ બોલે પ્રાણપૈયા,
ચેતનની વરસંત ઝડી—રે મારી૦
કાંઈ ગગનમંડલે નયનાં ઝંખે,
પરમ તેજ પલકંતાં તલખે,
અલખ મંદરિયે નજરો અડી
રે મારી રામમઢી.
તરવેણી તીરે રામમઢી,
રે મારી રામમઢી.

ઑગસ્ટ ૧૯૩૨

# મોખરે

•મિશ્રોપજાતિ•

આયુષ્યના ઉંબરમાં ઉભેલો
જુવાન ઝંખે ક્ષિતિજો વળોટી,
ને પેખી લે પ્રાણ પ્રયાણઘેલો
ભવિષ્યની કૂચ તણી રજોટી.

ત્યારે ન તૈયાર થવા સમો હશે,
'ઊભા રહો! આવું છું!' એ ન ચાલશે;
ન કાલ થંભે; ઇતિહાસપૂર
ધસ્યે જતું, ઘૂમત માંહી શૂર.

એ કૂચમાં, એ યુગકર્મપૂરમાં
હું યે બનું એક લઘુ તરંગ,
ત્રિકાલનો દુર્લભ સાધું સંગ.
—ચહી, ધપે જ્યાં યુગવ્હેણ દૂરમાં
ત્યાં ભાવિમાં યૌવન ઝંપલાવે
ને મોખરે અમ્મર નામ ફ્હાવે.

ડિસેમ્બર ૧૯૩૨

# ઉષા

· પૃથ્વી ·

સહસ્રદલપાંદડી કમલ વ્યોમનું ઝૂલતું,
બિડાય, ઉઘડે, મહીં ભ્રમર–તારલા ગુંજતા.
હવાં કિરણ ભાનુનાં સ્પરશશે ગણી, ઊઘડ્યું,
અને ભ્રમરમંડલિ–ઉડુગણો ઉડ્યા, ને અહીં
પરોડ સમયે ધરા પર ઝુલંત આ પાંખડી!

સુવર્ણ ઘડુલો શિરે અમૃતનો મૂકી, આવતાં
નિહાળી ઋષિમંડળે, પુનિતપ્રાણ દ્રષ્ટાકુલે;
વધાવી મધુકાવ્ય અંજલિ ધરી પદે, ને સુણ્યા
મીઠા નવલ મંત્ર સૃષ્ટિરચના તણા મૌનમાં.

વહે સરિત કાલની, યુગ અનંત ચાલ્યા ગયા,
ઉષા! પણ હજી રહી શી તવ દેહની તાજગી!
ખરી ન રજ કોમળી તવ કુમાશ કૌમાર્યની!
તને કવિતવારિસ્રોત અભિષેકતા કૈં ઢળ્યા
હજી ય ઢળશે અને ચિર કુમારતા પામશે.

બપોર ફુટશે? અને ભગિની સન્ધિકા, તાહરી
ફરી સ્મૃતિ છતી જશે કરી? ન એહ જાણું પૂરું.
મને ફક્ત એટલી ખબર, આદિ સર્જનદિને
ઉગી તું, ઉગશે જ ને પ્રલયને દિને યે મીઠી.

ઉષા ! અવર તારકગ્રહની વ્યોમપોલાણમાં
અદીઠ અમ થી બીજી ઝુલતી હોય જો તેં દીઠી
મીઠી ભગિની તાહરી—જરૂર ભાળ એની તને
હશે; અમૃત એહનાં દગ ભરી સદા લાવજે
અને તહીંની સૃષ્ટિના અમ સરીખ સંદેશ કૈં !

ન તેજ, નહિ અંધકાર, પણ સંધિ સોહામણો
રચી ઉભયનો, કર્યું પ્રગટ ઇશ ! સૌન્દર્ય આ.
ન પુણ્ય, નહિ પાપ, મેળ પણ ગૂઢ બેનો રચી
ચરાચર કરી પ્રભો ! પ્રગટ પૃથ્વીની સૃષ્ટિ આ.
ન જીવન, ન મૃત્યુ, કિંતુ રચી સંધિ, સૃષ્ટિલીલા
પ્રસારી; પ્રગટાવિયું ત્યમ પરોડસૌન્દર્ય આ ?
પરસ્પરવિરોધી સર્જનતણાં ન તત્ત્વો લહું;
સધાય કયમ મેળ તત્ત્વ ઉભયે, ન જાણી શકું.
તથાપિ શિશુ ઇચ્છતો પરમ ભેદ ઉકેલવા
ઉષા મહીં પ્રકાશતા ! સત પ્રકાશ ઓ સુન્દર !

ડિસેમ્બર ૧૯૩૨

## દળણાના દાણા

ખરા બપોર ચડયે દાણા રે કાઢવા
ઊંડી કોઠીમાં ડોશી પેઠાં રે લોલ.
કોઠીમાં પેઠાં ને ખુંધે જઈ બેઠાં
ભૂંસી, લૂછીને દાણા કાઢ્યા રે લોલ.
સાઠસાઠ વર્ષ લગી કોઠી રે ઠાલવી
પેટની કોઠી ના ભરાણી રે લોલ.
હુંલ્લી ભરીને ડોશી આવ્યાં આંગણિયે
દયણાના દાણા સૂકવ્યા રે લોલ.
સૂકવીને ડોશી ચૂલામાં પેઠાં
થપાશે માંડ એક ઢેબરું રે લોલ.

આંગણે ઊગેલો, ગલકીનો વેલો,
મહીંથી ખલુડીબાઈ નીકળ્યાં રે લોલ.
કરાને ટોડલે રમતાં કબૂતરાં,
ચણવા તે ચૂપચાપ આવિયાં રે લોલ.
ખાસી ખોબોક ચણ ખવાણી ત્યાં તો
મેંડી હરાઈ ગાય આવી રે લોલ.
ડોશીનો દીકરો પોઢ્યો પલંગમાં
હરાઈ ગાય કોણ હાંકે રે લોલ?

હાથમાંનો રોટલો કરતો ટપાકા
દાણા ખવાતા ન જાણ્યા રે લોલ.

રામા રાવળનો ટીપૂડો કૂતરો
ડોશીનો દેવ જાણે આવ્યો રે લોલ.
ઊભી પૂંછડીએ બાઉવાઉ બોલિયો
ડોશી ત્યાં દોડતી આવી રે લોલ.
આગળિયો લેઇને હાંફળી ને ફાંફળી
મેંડીને મારવા લાગી રે લોલ.

ચૂલા કને તાકી રહી'તી મીનીબાઈ
રોટલો લઇને ચપ ચાલી રે લોલ.
નજરે પડી, ને ઝપ ટીપૂડો કૂદિયો
ડોશીની નોકરી ફળી રે લોલ.

છેલ્લું ય ઢેબરું તાણી ગયો કૂતરો
દયણું પાશેર માંડ બાકી રે લોલ.
'એ રે પાશેર કણ પંખીડાં કાજે
મારી પછાડે નંખાવજો રે લોલ.
કોઠી ભાંગીને એના ચૂલા તે માંડજો,
કરજો વેચીને ઘર, કાયટું રે લોલ.'

૧૫મી ડિસેમ્બર ૧૯૩૨

## કલાનો શહીદ

· મિશ્રોપજાતિ–અનુષ્ટુપ ·

'ફરી કદી લે નહિ હાથ ટાંકણું
        પ્રતિજ્ઞા એવી જો કરે,
આપું તને ભેટ ખરા સુવર્ણનું.'
        સધરા જેસંગ ઉચ્ચરે.

છીણી વિના, જિન્દગીને છીણ્યે જવી
એ કારમી શે કરવી પ્રતિજ્ઞા ?
ને વેણ આવ્યું ગરવા નૃપાળનું
એની ઉરે શે ધરવી અવજ્ઞા ?

ધીરે કહ્યું મેં: 'ન ગરીબ હુંને
સોના તણા એ શરપાવ શોભે.
મારે મને તો સહુથી ય છે ઘણું
લોખંડનું એક અખંડ ટાંકણું.'

રાજા પરંતુ કપટે ભરેલો
મીઠી ગિરામાં વિષડંખ પૂર્યો:
'તેં તો ઘડી સૌમ્ય અનેક મૂર્તિ,
શોભાવિયા ઘુમ્મટ પૂરદ્વારે;
મારી સુકીર્તિ કરી મૂર્તિમંત
યુગો સુધી એ રહશે જીવંત !

કરીશ આજીવન અન્નપૂર્તિ
ન ટાંકણું ટીપવું કો દિ' તારે !'

સૂઝે ન કૈં. ગુર્જરીનાથ આજે
સુવર્ણથી કાં મુજને નવાજે ?
'સોનું લઇને નૃપ શું કરું હું ?
એ ટાંકણે અંતર કોચવું શું ?
આયુષ્યને આંગણિયે પડેલી
પૂરી હજી મૂર્તિ ન જે ઘડેલી
તે એ વડે આજ બધી ય ફોડવી ?
ને જિન્દગીની મધુ આશ તોડવી ?
હું સ્વપ્નશિલ્પી, કંઈ શિલ્પસ્વપ્નાં
સેવી રહ્યો જીવનના પ્રભાતમાં
એ આજ મારે પળવારમાં બધાં
સુવર્ણછીણી લઈ ભેટ છીણવાં ?'

રાજા કહેઃ 'જે અભિરામ તેજે
શોભા અહીં મંગલ વિસ્તરે છે,
કમાનની કોતરણી સુરેખ
તારી કલાનો યુગજીવી લેખ;
સંતોષ તેમાં ધરી લે વિરામ
આયુષ્ય આખું મુજ મ્હેર પામ !'

નમી કહ્યું મેંઃ 'સિધરાજ બાપુ !
ન રોટલો કોઈ કને હું માગતો.

કાંડાં હશે સાબુત ત્યાં લગી તો
આ ટાંકણું છોડીશ ના કદી હું!'

ત્યાં તો ભભૂકી ગરજે નૃપાળ:
'સમ્રાટ સામે શું થશે સલાટ?!
શિલા થકી મસ્તક ફોડી, તારી
શિલા સમી બુદ્ધિ બની અકારી!'

અર્ધે અવાજે કહ્યું મેં: 'દયામય!
પૃથ્વીશ! હું તો સઘળો શિલામય.
શિલા તણી મૂર્તિ અનેક મીઠી
મારે વસે છે હૃદયે અદીઠી.

હું તો શિલાનો. પણ ગુર્જરીશ
શિલા સમું ના ઉર તું કરીશ!
જે ટાંકણે ઘુમ્મટદ્વાર દીપવ્યા
કાં ઈચ્છતો ટાંકણું એ જ ભાંગવા?
જીવીશ તો ક્યાંક બીજે ય એવી
કારીગરીથી દિપવીશ દ્વારો!'

'આ આંખથી અન્ય નૃપાળદ્વારે
જોવી અરે આવી કલા ન મારે!'
ખિજાઈ રાજા વિરમ્યો. અરે હા!
જોવી ન આ કોતરણી બીજે ક્યાં!!

'સત્તા અને વૈભવની ખરીદી
શું આ કલા દ્વાર પરે જઇ વસી?

ના, ના ! કહું છું શતકોટિ વાર,
એ રે કલા આ ઉરનો પુકાર.
ને જ્યાં લગી અંતર આ જીવંત
એનો થશે સુસ્વર મૂર્તિમંત !'

ક્રોધે ભરાયો નૃપ ગર્જતોઃ 'જો !
પડે ન છીણી સહ હાથ દેવા !'

હસી કહ્યું મેંઃ 'કર છો કપાય,
ઉરે વસી મૂર્તિ નહિ ઘવાય.
હૈયે ઘડેલી નિજ મૂર્તિઓને
ઘડાવી લેશું વળી અન્ય હાથે.'

રાજા વદેઃ 'કાં વિસરે વિવેક ?
ન મોત આડો કર મૂકશે કલા!'

'છો મોત આજે કર દેઈ આડે
કલા તણો નાશ થતો બચાવે!'

'તો મૂર્તિ વચ્ચે થઈ મૂર્તિ એક
ઝંખી રહે જા ! જીવલેણ એ કલા !'

૨

ને એ જ સાંજે અહીંઆં ચણાઇ
દિવાલમાં પથ્થરથી જડાઇ
સાધી રહ્યો છું કૃતિ સાથ એકતા.
જીવી રહ્યો છું જડશું સચેતતા.

સચીવ આવ્યો સમજાવવા ઘણું
હીરામઢયું હાથ લઇ જ ટાંકણું.
'રે આવરી જીવનની કલાને
તો કાં ન દો મૃત્યુકલા ય માણવા ?'
ચોમેર ચોકી મૂકીને સચીવ
ગયો; બન્યું ના કંઈ હોય, એવી
હમેશની જેમ અનંત તારકા
ઝૂમી રહી શિર પરે વિભાવરી.

### ૩

પીધી હતી જે હઇયાં ભરી ભરી
પ્રભાતની પુષ્પપ્રફુલ્લ પ્રેરણા,
આજે ફરી એ નભઆંગણે સરી,
આયુષ્યની મંગલ ભાવસ્ફુરણા.
હૈયે હજી પૂરી પડી ન મૂર્તિ
શિલાઉરે એ ઉતરી અધૂરી.
એની થવી ક્યાં અવશેષપૂર્તિ ?
કળી ચુંટાઇ, ખીલી જ્યાં ન પૂરી !
ઉષા ઉગી ને ઉઘડી ઉરે ના
બપોર ત્યાં તો તપિયા પ્રચંડ.
મધ્યાહ્ન ના જીવનના નિહાળ્યા,
ત્યાં અંગ તૂટયાં અહ ! ખંડખંડ.

ઢળી ધીરેથી જગ-મંદ-પોપચે
ત્યાં, અશ્રુકંઠી ગમગીન સન્ધિકા:

હૈયા તણા રક્તથી સાથિયા રચે
જલાવતી આંસુથી વ્યોમદીપિકા.

મારે ય સન્ધ્યા નમતાં, સુનેરી
રંગો ધરાપે પૂરવા હતા–હતા !
હૈયા તણાં અંતિમ તેજ વેરી
જડી જવાં'તાં રૂપ આથમી જતાં.

વિભાવરીના શતકોટિ તારલા
ઉતારવા આરસઆરસીમાં
મારે બધી પાથરવી હતી કલા
શિલારૂપોના ક્રમની પરિસીમા.

ને ચંદ્રિની વાંકડિયાળ શીંગડી
કો રમ્ય શિલ્પે મૂકવી હતી ઘડી.
ને શું નહોતું ઘડવું, મૂકી જવું ?
ને શું ન—? એ શીદ હવે રડી રહું ?

૪

ઝંકાર એ ક્યાં ઉરઆંગણે થયો ?
ટ્હૌકી કિહાં એ કલકંઠી કોકિલા ?
કાં આત્મ ઉત્કંઠિત ઝંખી રે રહ્યો
મારી મીઠી જીવનસંગિની કલા ?

આ તો મીઠી મૂર્તિમતી કલા શી
અંધારમાં ઊગતી ઇન્દુરેખ શી

આવે વિંધાઈ મૃગલી સમી ધીરે
એ, એ જ આવે ! અહીં મૃત્યુતીરે
જ્યાં હું ઉભો ! આવી ઉભી સમીપ.
હથેળીના થાળ તણો પ્રદીપ
મુખાકૃતિ સ્પષ્ટ સુરેખ આંકતો
મૂર્તિ મીઠી અંતરમાં ભરી જતો.

'લો કૈંક પીઓ !' 'નવ લેવું કાંઇ;
રહ્યું ચણાવું શિર માત્ર બાકી,
તે કાલ–' 'હા કાલ!' વદી, ઢળી પડી.

'રે ઊઠ ! જે હાથ વર્યો છીણીને
અને તને, એ ન ઉઠાડનાર
હાવાં તને, સિંચી શકે ન વાર;
જડાઇ ભીંતે જડ એ થયેલ
છે માત્ર શબ્દો મુખમાં ત્રુટેલ !'

થોડીક વારે કર ભોંય ટેકવી
બેઠી થઈ, હાથ ગળે દઈ ઉભી.
ને ડુસકે કુંઠિત કંઠમાંથી
શબ્દો સર્યા દુ:ખથી અર્ધઉચ્ચર્યા:
'કીર્તિ–સખી મેળવશે કલા તો
તમે જતાં, કોણ સહાય મારે ?'

'તારી અરે! શિલ્પકલાની વાતો
શું હું કરું ? કૈં નહિ ખોટ તારે !

જીવંત દાંપત્યની મૂર્તિ જેને
તું પંકના પિંડ વડે ઘડી રહી,
તે જન્મતાં, કીર્તિ-કલા તણી તું
રહેશે જનેતા બની લોકમાં અહીં.

નારીરૂપો તેં મુજને દીધેલાં
ન સર્વ એ હું જગને દઈ શક્યો.
ને આપણા સ્નેહનું મૂર્ત રૂપ
પોષી રહી, તે ય ન દેખવા ટક્યો !'

'ખોટી ચડાવો નહિ !'–'ચોકીદાર
જો ! વાર થાતાં બહુ, આવતો અહીં !'

'તો નાથ ! ત્યારે ફરી સ્વર્ગદ્વાર !'
ક્ષણેક આંખો ઝગી શૂન્યમાં રહી.

૫

રેવાતરંગે રમણીયતા પી
સુરંગ સંગેમરમર હસી રહ્યા;
કો ખાણમાં નીંદરતા લપાઈ
કો રાહ જોતા ગિરિએ વસી રહ્યા:

—કે કોઈ દેખી સ્થૂલ રૂપ ભીતરે
જીવંત મૂર્તિ અમ કોતરી લે !—
એ પથ્થરો સૌ કરજો મને ક્ષમા !
બેસી શક્યો ના તમ પુણ્ય પાયમાં !

ને ઓ ! રૂડેરી પુરદ્વારલીલા !
છેલ્લા શમે આ ધબકાર ઉરના
એ ઝીલીને ભીતરમાં, શિલાશિલા
પ્રકાશજો સર્જી ગએલ ચેતના !
ને ગુર્જરીના ગરવા નૃપાલ ઓ !
ભલું થયું કે કીધ તેં કસોટી.
જરૂરની એહ હશે; નહીં તો
વિશાળ તારે ઉર હોય આંટી ?
ઓ કાલ, દેખીશ તને ન પૂરી
રે ! મુક્તિ દે, તો પણ પૂર્વજિન્દગી
શિલામઢ્યા અર્ધઅપંગ હાથે
ના જીવવાની ફરી છીણી સાથે !
કારીગરીમાં ઉતરી કલા ! તું
વસી, મને સંગળ પાઇ પ્રેરણા.
જો જીરવી, મેળવશે ફરી તો
ઘડી રહ્યો જે પ્રતિમાસ પૂર્ણિમા.

જ્યારે ન મારું કહીં નામ હોશે
ન્હોશે પાટણનો ધણી
ડભોઇને દ્વાર અખંડ ઝૂલશે
પ્રતિમા પ્રતિભા તણી.

ડિસેમ્બર ૧૯૩૨

# પીછું

• શાર્દૂલવિક્રીડિત •

જેવો કો નભતારલો ગરી જતો અંધારમાં પાથરી
ઝીણી પાતળી તેજ પિચ્છકલગી, દૃષ્ટિ પડે ના પડે,
ઓચિંતો તહીં જાય ડૂબી તિમિરે; જેવું લીલા વિસ્તરી
સોણું નિંદરમાં ઠરી ક્ષણ, સરે, જોવા પછી ના જડે;
ને જેવી કવિતા અખંડ ઉરની આરાધના તર્પવા
એકાએક છતી થઇ હૃદયમાં, કો કલ્પના ખેરવી
ઊડી જાય, ન દે સમો શબ્દની શ્રદ્ધાંજલિ અર્પવા–
ક્યાંથી ક્યાં ગઈ ના લહે નજર એ, રહે માત્ર હૈયે છવી.

એવું એક મીઠા પ્રભાત સમયે કો પંખી આવ્યું ઉડી,
જોયું ને અણદીઠ એક પળમાં તો ક્યાંક ચાલ્યું ડુબી;
એને તારકતેજરેખ સરખું, કે સ્વપ્નલીલા સમું
કે મોંઘી કવિતાકુમાશ ઝરતું ના ગીત ગાવું ગમ્યું!
કૈં અસ્પર્શ્ય ન એવી પાછળ સ્મૃતિ રાખી જવાને રૂડી
પીછું ખેરવીને ગયું, ઉડી ગયું.
ના! ગીત મૂકી ગયું:
પોતે ના કંઇ ગાયું, કિંતુ મુજને ગાતો કરીને ગયું.

૪થી જાન્યુઆરી ૧૯૩૩

# કરાલ કવિ

• પૃથ્વી •

ગયાં વિહગ સૌ ઉડી ! કિરણપાંખ સંકેલીને
ઢળંત રવિપંખીડું અરુણગાત્ર અસ્તાચલે !
ઉડી વિજળીવેગથી ઉભયપાંખ—સંધ્યા ઉષા—
વડે, ગગનગહ્વરે નિજ નીડે દિનશ્રી પળી !

ગયા પથિક સૌ ! અહીં વિજન વાટના ભેરુ શો,
અકંપ રવહીન ઘોર વનઝાડી ને કોતરે
વિંટાઇ, ડગલાં ભરું પથિક માત્ર હું એકલો.
પથે અધભૂંસ્યાં પડેલ પગલાં ભૂંસું, ને ગણું
ડગો નિજ કંઈ સહસ્ર મનમાં, તથાપિ જરી
ખુટે ન વનવાટ તો ! ખખડધજ્જ ઝાડો ઉભાં
પલાશ, મહુડા, વિશાળ વડ, આમલીનાં મને
હલાવી નિજ ડાળ મંદ વ્યજને નિમંત્રે; અને
ભરું અવગણી ડગો તહીં જ ભૂતઓળા સમી
દિસે તરુકતાર કૂચ કરતી જ હું સાથ, ને
કહીંક પથ રોકતી સુકલ પાથરી ઝાંખરાં.
અહીં જ રહી જાઓ એમ જળધોધવા દૂરથી
કહે, પણ ડરી વધું જ તહીં મુક્તહાસે હસે.
વધે તિમિર, તારલા ટમટમે, શું એ યે હસે ?
બધે તિમિર વિસ્તર્યું, દિનપ્રવાસની સંગિની
પ્રકાશ ઉડતાં મીઠી ઉડી જ દેહછાયા ય તે.

અને પવન તે ય ક્યાંક ગિરિટોચ પ્હોંચી સૂતો !
અહો ! મરણમૌન ! એ કબરશાંતિ ! નિઃશ્વાસથી
અગાડી ડગ એક—બે—ત્રણ ગણું, પુરાં વીસ ના
ગણ્યાં, તહીં જ પાંદડાં સળવળ્યાં, હલ્યાં ઝાડવાં,
સુણાય ફફડાટ કૈં; ઉર વિષે હશે બ્હાર વા ?
શમ્યો ન તહીં તો ઉઠે ધ્વનિ અગમ્ય બીહામણો !
ઘુરે ગગનગુંબજે, ગિરિની ગહ્વરે ગાજતો,
વળાંક લઇ ગોળ, ગોળ ઘુમરાય ઘેરો બધે,
પ્રચંડ પડઘાય ઘર્ઘરરવે ગુફા કોતરે.

ડઘાઇ ચખ ફેરવું પૂઠળ ત્યાં દિઠું શું અરે ?
મિંચાય નયનો ! પથે કદમ હાય થંભી ગયાં !
સુકા થડ તણા પડેલ નમી એક ઠૂંઠા પરે
બખોલ મહીં બેઠું'તું ઘુવડ પાંખ સંકેલતું,
ઉઘાડમીંચ આંખ અંધ કરતું જ અંધારમાં.
'અમંગલ-ભર્યો અહો અધમ પંખી ! આ તેં જ શું
કુશબ્દ કટુ કારમો વન વિશાળમાં વિસ્તર્યો ?'
—વદું, પણ દિસે દ્રુમો, ગિરિગુફા, નભે તારલા
પ્રણામ કરતા લળી, સુણી જ શબ્દ ઊલૂકનો;
દિસે પ્રકૃતિ પ્રેમથી દિપવતી સૂરો એહના
બધે તિમિર વેરીને; નયન આંજી અંધારથી
પ્રશાંત નભતારલા સુણી રહ્યા દિસે શબ્દ આ;
અને ગજવતો ગિરિ ય પડઘા ફરે પાડીને
જલે, તરુવરે, વનાન્ત લગી પાથરે શબ્દ એ.

વિંધે શ્રવણ માહરાં નયનની ય સામે શકે
તરે, તરવરે, બધે તિમિરને ભરે; ને લહ્યું
બધી ય મુજ ઇન્દ્રિયે વિકટ રૂપ એ શબ્દનું.
અને પલકમાંહ્ય હુંમય થયું જ એ ગીત શું ?
થયો જ અથવા હું ગીતમય ? કોણ જાણે ? દિસે
દશે દિશ થકી સૂરો ઝમી રહ્યા મનુવાણીમાં,
ઝીલી અણુઅણુ રહંત મુજ મૂઢ અસ્તિત્વનું:
'અહો ! અબુધ માનવી ! તુજ સિવાયનું સર્વ કૈં
કશી નવ વિસાતમાં તુજ કને ! કશી મૂર્ખતા !
ખુશામત કરી તને પ્રણયપારણે ઝૂલવે
સુરો લલિતમંજુ રેલી શ્રવણો પુરે તાહરાં
તને હૃદય એ જ માત્ર વસિયાં; બીજાં તો વૃથા
પ્રયોજન વિના જીવે પ્રકૃતિઅંક, તારે મને !
અને પ્રકૃતિમાત તે ય અતિશે લડાવી તને
રહે વધુ બગાડતી કટુ સ્વભાવ આ તાહરો,
—સ્વભાવ ઉપયોગિતા વિણ ન અન્ય કૈં ઝંખતો,
ખુશામતઝરંત સર્વ ગણીને ઉરે સુન્દર,
પ્રણામ કરી એહને હરખથી પૂજા અર્પતો.—
કશી થઈ શકે તને પલક ઝાંખી સૌન્દર્યની ?'

રહું સુણી હું ઉક્તિ આ, સ્ફુરતી જેમ વાણી ઉરે
સુણાય કંઈ વેળ સ્પષ્ટ. મન સાંખી એ ના શક્યું !
અને ઘુરકી બોલિયું, 'ઘુવડ, તું જ સૌન્દર્યને
પિછાની શકતો દિસે પ્રકૃતિમાત્રમાં એકલો !

ન તેથી દિવસે પ્રકાશ મહીં, કિંતુ રાત્રિ વિષે
પ્રકાશી તુજ આ રહ્યો અમિત પ્રેમ સૌન્દર્યનો !'

કટાક્ષ પણ આ મુખે તુરત માહરે વાગતો.
કરાલ જીભ ઉચ્ચરી, 'મુરખ લોક ઘેલાં તમે
પુજો ફક્ત એક તારક રવિ દિએ, ને ઉંઘો
નિશા બધી. અ-બીડ પાંપણ અમે તદા જાગતાં
નિશાતિમિરમાં તરંત લખકોટિ તારા તણાં
પ્રભાકિરણ ઝંખતાં !'
'અજબ ધૃષ્ટતા શી અરે !
શકે ન જીરવી પ્રકાશ રવિનો તું અંજાઈને
દિએ છુપી રહે. છ બ્હાનું સમજાવતો એહનું
ન અંધ ! રવિ તું નિહાળી શકશે કદી !'

'એ રવિ
પ્રકાશી તુજ સૃષ્ટિ, વિશ્વની કરોડ સૃષ્ટિ બીજી
લપેટી નિજ તેજમાં લુંટી લિયે, તને ભાન કૈં ?
અને દશ દિશે દીપી રહતી વિશ્વલીલા શકે
ન આંખ તુજ તેજઅંધ નિરખી !'
'ન તું યે શકે !
મિંચેલ નયને દિને નિરખતો જ વા એ બધું !'

'બરોબર! પડી તને સમજ, કૈં હવે તું શિખ્યો !
અતાગ અવકાશમાં નિરખી વિશ્વમાલા, ઉરે
લહી અગમ એહનું નિતનવીન સંગીત, હું
સહી નવ શકું દિએ કૃપણ સૃષ્ટિ ખોબા સમી.

અને નયન મીંચી ધ્યાન ધરતો રહું રાત્રિનું,
ઉઘાડી નિજ આંખ જે તિમિરની જુએ વિશ્વને
બતાવતી સહૃદયને દૃગ દઈ જ અંધારની.
તહીં સહુ અમે હુલાસી રવતાં ગીતો કારમાં
પ્રશસ્તિ લવતાં કરાલ તણી, દૃષ્ટિ પડતાં ઉંચે
પણે ગગનકુંજમાં પટપટાવતા પાંપણો
નિહાળી નભતારલા ઘુવડનેન શા ખૂલતા !'

'અહો ! સકલ વિશ્વ ઘૂકમય તારી આંખે દીઠું !
પિપાસુ નવલો દિસે પ્રગટ સૃષ્ટિસૌન્દર્યનો !'

'ગુમાન કર મા ! અરે ! સુરજ તેજગોળો મહા
બડાશ કરતો તું જેહ તણી, તે સુદૂરે વસ્યા
ઉડુગણની સૃષ્ટિને ઘુવડઆંખથી આંધળો
દિસે ! કશી વિસાત પૃથ્વી તણી, આપણાં નેણની ?!

પ્રકાશ જ ન દૃષ્ટિનો વિષય, છે જ અંધાર પણ.
કરાલ પણ તેમ અંગ અનિવાર્ય સૌન્દર્યનું.
શિખી અહીંથી એટલું કદી તું જાય, તો ભાવિમાં
ફરી કહીં ન નિંદશે તિમિરની કરાલી લીલા.

—અહો તિમિર ! જ્યાહરે ગગનગોળ વંટોળશે
અને વિજળીવીંઝતા પ્રલયમેઘ ઘૂમી, ઘુરી,
અગાધ અવકાશ ઘેરી વળશે, જળી ખાખ થૈ
જશે ઉડુગણો સહુ, વિકટ સિન્ધુની ગર્જના

સુકાઈ ચુપ થૈ જશે, સુરજચંદ્ર ચૂરા થશે,
અને પ્રબળ બંધ તૂટી પડશે દિશાકાલના,
બસ્ એ સમય કાળગીત મુજ પૂર્ણતા પામશે
કરાલરૂપ આદિધૂવડ તણા હુંકારે શમી !—'

તહીં શિર પરે થઇ ઉડી ગયું કંઇ ક્યાંકથી
જઇ સુકલ એ ઠુંઠા પર લપાઈ બેઠું, અને
બરોબર વધ્યા જતા તિમિરમાં નિહાળી શક્યો
મહા ઘુવડરૂપ ! તો કવણ જેહ બોલ્યે ગયું ?
બખોલ મહીં કલ્પીને ઉરની એ સુણી શું ગિરા ?
હશે ધ્વનિપ્રભાવ એ ? ભયસ્વભાવ વા ?—જે કંઇ
હજો ! પણ સુણ્યું બધું ગુરુપ્રતાપથી ઘૂકના.
હજી ય સ્વર એ શમ્યો ન શ્રવણે, ઉતારું ઉરે:

'કરાલ કવિ ! માફ બાલિશ બધા તિરસ્કાર આ
કરો !' અબુધ હું શિશુ લલિતચાટુ ગીતે રચ્યો
રહ્યો ! કદી પિછાન્યું ના અવર પાસું સૌન્દર્યનું !
હવે દૃગ કરાલની ખુબી બધેથી ખોળી શકે
—અઘોર વન, અદ્રિ ભવ્ય, જળધોધ ચંડધ્વનિ,
અખંડ કરતાલ, ને, બજત સિન્ધુના નાદની,
અમાસરજની અને તમપ્રજાળતા ડુંગરે
દવાનલ, સ્મશાન,—જે ભય પમાડતાં'તાં મને,
હવે તવ સુણી મહા કવનમંત્ર 'મા ભૈઃ' તણો,
ઘુમીશ સઘળે પીતો શિવ કરાલ સૌન્દર્યને.

જલાવી મુજ માંહ્યલાં કવિતડાં, મથું પાડવા
જીવંત પડઘા કરાલ કવિ! ગીત તારાં ઝીલી.

હવે ભય નથી, પથે વિજય છે, અને આખરે
પહોંચી જઈ લક્ષ્યને પરમ શ્રેય છે પામવું!'

૪થી જાન્યુઆરી ૧૯૩૩

## એનાં પ્રેમાશ્રુ

· ઉપજાતિ ·

પ્રેમાશ્રુ તારે પ્રભુનાં છ ઝીલવાં?
એ રેલશે ને વહશે જ એવાં
કે તું તણાઈ મરશે પ્રવાહે!

## એની દૃષ્ટિ

· મિશ્રોપજાતિ ·

એ દૃષ્ટિની જોઈશ વાટ ના તું!
એ તો પડે ભીષણ વીજઝાટકે,
ને તારું આ જીવન ના ઘડી ટકે!

# પંથહીણ પંથ

• પૃથ્વી •

અમારી યુગલક્ષ્યકૂચ મહીં કોઈ રસ્તા નથી,
ચિલા સકલ છોડી, તોડી સહુ માર્ગજાળાં જુઠાં,
ધરાતલ અખૂટ પંથહીણ પંથ લીધો અમે.
ધપી અદમ પૌરુષે કદમકૂચ ખેડી રહ્યા.

વહ્યાં સરિતવ્હેણ આજ લગી ટૂંકડી નીકમાં
પરંતુ પૂર મોકળાં વહી જતાંની વાતો જુદી !
ખુંદી જમીન ખેડ, ડુંગર ઉખેડી ઓળંગીને
નિરંકુશ વહંત, માત્ર વડી સિન્ધુમાઝા ગ્રહે.

અમારી ઉરઊર્મિને નજરમાં કિનારા નથી,
કુલેલશઢ નાવને ન ભવસાગરે માર્ગ કો;
ન બંદર નજીકમાં; જળ અફાટ ગર્જે; ફકત્
પણે ક્ષિતિજટોડલે અજરજ્યોત તારોડિયો
ઝબૂક ઝબકંત વ્યોમ ધ્રુવદીવડો; લક્ષ્ય એ.
યકીન બસ એ ધરી ઉર, ધપ્યે જતા કાફલા !

૨૮મી જાન્યુઆરી ૧૯૩૩

# માવતરને

· શિખરિણી ·

પિતા ! હું તો નાનું ઝરણ અમથું, ઇશ્વરકૃપા
થકી જન્મ્યું, જીવું, જગતલ વહું આર્દ્ર ઉરથી
તમારા પ્રેમાળુ—ઉપરથી ભલે વજ્ર સમ હો !—
મીઠું ગાણું મારી રગરગ વહે આપ રગનું.
ઉછંગે ખેલું, ઝાંખરમૂછ મહીં ભેરવી કરો,
ગળે બાઝી, પીઠે રમત ઘડી એવી અવનવી
રમું કે શંકાથી તમ ઉર સીઝે, 'આ ચપળતા
મને ર્હેવા લાંબી મુદ્દત નહિ દે આપની કને !'

મને રોકો ના, ના, ખડક ધરી આડે ! યમશિલા
વચાળે રૂંધો મા ! શિદ ભીડી રહો બાથ-જડમાં ?
રહ્યા જૂના પ્રાચીનપ્રિય તમ, ભવ્યોન્નત છતાં.
ન પ્રીછો કે પ્હેલો જીવનદ પિતા સિંધુ સુજનો,
તમારી યે કૂંળી ઉરઅરસતાનો રચયિતા.
પિતા ! એ સિંધુની ગમ વહું, પછી દ્રોહ તમ શો ?
બની બાદલ પાછું તમ ઉર વસું, જો પ્રભુકૃપા !

'અરે માડી મીઠી ! જનકગિરિઅંકે ધરી મને
ન જંપ્યાં, પ્હેરાવ્યાં રુમઝુમ પગે ઝાંઝર ઝીણાં,

લટે કોટે ફૂલો મૃદુલ ધરિયાં, સોબત દીધી
તટે વેલીની, ને ધીરી ઠમકતી ચાલ શિખવી.
સુણાવ્યાં હાલરડાં ખગકુલતણાં, ગીત પઢવ્યાં;
કદી તાતે ક્રોધે ફગવી દીધ ધોધે, તુરત ત્યાં
ઝીલી લૈને ખોળે ચઢઉતર રસ્તા ચલવિયા.
રહ્યાં સાથે ભૂ–મા ! નિશદિન; જુદાઈ ન સ્વપને !

મને આંટીઘૂંટી વનવનનીમાં રે ! ન ગુંચવો !
મળે સંગી કે ના ફિકર ન કરો, સ્તન્ય વહવી
કદી જો પોષો મા ! અવનીતલ જે સિંધુ ઝીલતું
બની મોજું ભેટું તહીં જઇ ભૂમિ આદ્યજનની,
જહીંથી આવી હું તમ હૃદય લેટી ક્ષણ રહ્યું,
પ્રતાપે જેને અંચળ હરું તમારું ફરફરે.
—કિનારે કો વેળા ઉભય વળી આલિંગી રહશું.

· સોરઠા ·

પર્વતહૈયે ઘાવ, દૂઝ્યો કારી રાત દી'
એ તો દુઃખપ્રભાવ, કે ઝરણું સાગર સૂતું !

થયું રણે જઈ ખાખ, માડી ઉર પલળ્યું અરે !
પ્હોંચાડ્યું દઈ સાથ, ફરી મળવાં તો દોહ્યલાં !

ક્યાં મોજું, ક્યાં ભોમ ? મઝધારે રમણા ચગી !
સ્વાતિ વરસવા કોડ, ક્યાં ગિરિવર, ક્યાં મેહુલા ?

૩૦મી જાન્યુઆરી ૧૯૩૩

# બીડમાં સાંજવેળા

· પૃથ્વી ·

વિશાળ સહરા સમું નભ પડ્યું વડું વિસ્તરી,
કહીં ય રણદ્વીપ શી નજર ના'વતી વાદળી.
ડુબ્યો સુરજ શાંત, ગોરજ શમી, અને રંગ સૌ
ઘડી અધઘડી ફુરી અવની-ઓઢણે, આથમ્યા.
સર્યું ક્ષિતિજઘેન, લોચનની રક્તિમા નીતરી.
બિડેલ જડબાં ખુલે જરી ન પૂર્વપશ્ચિમ તણાં
જરી થથરી કંપતાં, પણ ન નેનતારા હસે
ન કે કનકદંતરેખ સમી બીજ બાંકી સ્ફુરે.

હવે નભનું શું થશે? પ્રબળકંધ ડુંગર, ગિરિ,
વનસ્પતિ વિશાળ ગુંબજ ઉપાડનારાં અહીં
નથી! રવિવિયોગમાં ત્રુટી જશે? તૃણો માત્ર હ્યાં!
ડરું ગભરુ માનવી—અચ્યુતવર્ષ કેડે ય જે
ન આદિનરભિન્ન—વામન કરો કરું ના ઉંચા
તહીં, થરથરી, ટટાર થઈ, ડોક ઊંચી કરી,
તૃણો ટચલી આંગળી ઉપર તોળતાં આભને!

૩૦મી જાન્યુઆરી ૧૯૩૩

# બેતમા

તમા જરી ય ના મને જગની કે જનોની, ભલે
ન લેશ પરવા હવે જગતને ય મારી હજો !
કૃપા બહુબહુ ચહી, ઉચરી વેણ કાલાં કંઈ;
ઘણી ધમપછાડ લોકનજરે જણાવા ઉંચા
કરી, થઈ નીચા સ્વયં; કંઈક વાર સામે પૂરે
જવા તરી ભવપ્રવાહ મથતાં તણાવું પડ્યું;
નસીબ કરતાળી દેઈ હસતું જતું તે ભણી
સ્વમાનહીન દૃષ્ટિએ નિરખવું રહ્યું;—સૌ સહ્યું !

હવે પ્રણય, કીર્તિ, વિક્રમ, કૃપા વિધાત્રી તણી,
છટા શિરની,—વ્યર્થ એ ફગવી આળપંપાળ સૌ.
મને જગત એક લાધ્યું હૃદયે, વફાદાર હું
રહીશ બસ એહને; ફટ કરે ભલે સૌ ! અને
હશે સહુયને ઉરે જગત એવું, તેથી કદી
તમા મુજ ન કોઇને, હું ય પછી ભલે બેતમા !

૩૧મી જાન્યુઆરી ૧૯૩૩

# ઉકરડો

પાદર ઉકરડાની સોડે વંટોળિયો
જાગ્યો, કહેવી વાત કોને કથી?
વાટમાંની ધૂળ ચડી અંગાશે બોલતી
'ઉઠ રે! ઉકરડા, જોતો નથી?'

'પાસે સૂતાં'તાં પગલાં પંપાળતાં,
ચંપાતાં વાટમારગુને પગે.
એ રે પગલે પ્રાણ પૂર્યા કે વાયરે?
ધૂળના વંટોળ આજ ગગને ચગે!'

'ચલ રે! રમીએ સહુ સાથ ફેરફૂદડી
જડ! કાં જમીનને બાઝી રહ્યો?
કોહેલી કાય તારી તાજી રે થાય ભાઈ!'
ફૂહેતો ચક્કરચકર ઘૂમી રહ્યો.

'કહોશું ને ધરતીને આંતરડે બાઝશું,
એ વિણ અવતાર કદી પૂરણ ફળ્યો?'

'જો રે આ પાંદડાંય વળગ્યાં પૂંછડીએ,
પળમાં ચોખૂંટ ભોમ ઘૂમી વળ્યો!
ધૂણે છે ઝાડવાં ને ધ્રૂજે છે છાપરાં,
કિસ્મતપલટાની આજ દંગલ મચી!

ડુંગર ઉખેડી, ખેડ સાથે મિલાવશું,
ધરતી પર એકતા દેશું રચી!'

કૂદ્યો વંટોળિયો, ને આંખો રે ચોળતો
આંધીમાં ઉકરડો બેસી રહ્યો;
ખોલીને જોયું તો પડિયો રે વાયરો,
ધુળમાં વંટોળને ઢબૂરી ગયો!

બીજે પરભાત એક આવ્યો ખેડુત, ને
ઉકરડો પાદરથી ખેતર ગયો;
દખ્ખણના વાયરા સીંચી ગ્યા વાદળાં
ઉકરડો અંગઅંગ મ્હેકી રહ્યો.

૩૧મી જાન્યુઆરી ૧૯૩૩

## ઝંખના

· અનુષ્ટુપ ·

ભૂતના સંસ્મૃતિતારે વર્તમાન ગૂંથી રહું
વર્તમાન મધુસ્વપ્ને ભાવિની ઝંખના કરું.

# વડ

•સ્રગ્ધરા•

ઊંચી કો ટેકરીના શિખર પર શિખા શા ઉગી સૃષ્ટિકયારે
સૌથી ઊંચા ગણાવું ગમ્યું નહિ વડને, ગામને ગોંદરે કે
તીરે ઊગે તળાવે પસરી નિજ ઘટાઘેર ગંભીર નમ્ર.
રોપી વજ્રે ઘડેલું અડગ થડ ધરામાં, ખુંચી મૂળ ઊંડાં,
વાધે ઉંચો જરી, કે અધિક થવું ઉંચા એ ન આદર્શ એને.
પોષ્યો જે ભૂમિમાતે નિજ હૃદય તણાં દૂધ મીઠાં પિવાડી
એને જૈ ભેટવાને ઢળી વડી વડવૈ; ફેલવાં, ને, ન ભૂલે
ડાળો, ટેટા, સુપર્ણો હસમુખ ગગને, જે કૃપાવારિ વર્ષે.

પાયો ઊંડે જમાવી વધીવધી લળતા, ને વડેરા જણાવા
રાખે હૈયે સ્પૃહા ના, અમર પુરુષ એવા અહીં કોક, જેનો
સૌજન્યે ધીર આત્મા ન લવ પણ કદી ઈશ એહ્‌શાન ભૂલે,
તોયે અસ્તિત્વ આખું જહીં થકી ઉપન્યા, તે પ્રતિ જૈ ઝુકી રહે.
છાંયો ઢાળી, નિહાળી અવરજવર સૌ જીવની, રાચી રહેતા,
ઝંઝા ઝૂઝે, ન ધ્રૂજે, ખખડધજ વડો એ કદી પુણ્યપર્ણો.

૧લી ફેબ્રુઆરી ૧૯૩૩

# હૃદયસિન્ધુ

• પૃથ્વી •

અગાધ જળસિંધુના તડફતા જિગરને જરી
દઇ શીતળ છાંય, કો ચીજ ન ઠારનારી નભે
ઘડી કુદરતે! બળે ઉરતળો, અને વેદના
રચે ઉપર ઠારતાં ઉરવરાળનાં વાદળાં.
બને નિજ દુખાતિરેક દુખની દવા, આપની
વળી અવરની ય તે, અવની પામતી ઓઢણી,
તપેલ ગિરિમસ્તકે ઝુલતી ટોપી વૃક્ષો તણી.

અરે! હૃદયસિંધુ, જે મલિન ક્ષીણ ખાબોચિયું
બન્યો શરીર આ વિષે, પણ ન જે કિનારો પ્રીછે,
વિરાટરૂપ એ, વિરાટદુખથી બળે, ઊછળે
નહીં ઉપર છાંય કૈં! ઉરવરાળનાં વાદળાં
સુછાંય રચજો ભલે, ન રચજો નિજાર્થે, વહી
પરંતુ દૂર જૈ, ઠરી, રણની રેત લીલી કરી
પ્રભો! અવર કાજ સૌ વરસજો જ એ આંસુડાં.

૪થી ફેબ્રુઆરી ૧૯૩૩

# ધોબી

· મિશ્રોપજાતિ ·

ટહેલતાં સાગરને કિનારે
વિજ્ઞાનશાસ્ત્રી, કવિ, બે જઈ ચડ્યા
ધોબી કને, જે કપડાં પછાડતાં
મહાજનો કોણ ન એ લહી શકયો.

કહે કવિ, 'આ કપડાં ધુવે છે
ત્યાંથી ઉડંતા જળબિંદુશીકરે,
હૈયું કૂદે, ઇન્દ્રધનુષ્ય ન્યાળી.
જન્મ્યો હતે જો શતવર્ષ પૂર્વે
તો પામતે હું પદ વર્ડ્ઝવર્થનું.'

વિજ્ઞાની કહે, 'ન્યૂટનની પહેલાં
પાકયો ન ધોબી પણ કોઈ એવો
જે વાત સાદી સમજી શકયો આ:
કે તેજ પાણી કણ આરપાર
જતાં, જુદું થાય જ સાત રંગમાં ?!'

વદે કવિ, 'ધોબીજનો ય આ ને ?'
રામા ! કહીને પછી બૂમ પાડી
પૂછ્યું, 'અલ્યા ! કામહું જે તણાય
છાંટા ઉડે તે મહીં રંગ સાતનું
તે તું ઉમંગે નિરખે કદી કે ?'

ધોબી બિચારો થઈ મૂઢ, ફાંફાં
મારે, નિહાળી જન આ મહાનને
વાતે વળેલા નિજ ક્ષુદ્ર સંગમાં.

વિજ્ઞાની બોલે, 'તુજ પીઠ સૂર્યની
બાજુ ધરી, ધો કપડાં, અને જો
છાંટા મહીં અદ્‌ભુત સાત રંગને.'

'માબાપ! એવા કરું જો હું ચાળા,
ઘરે બિચારાં મરી જાય છોકરાં!'
કહે કવિ, 'સુન્દરતા પિછાનવા
ઘડીક તો રંગલીલા નિહાળી લે!'
'એ જોઉં તો આ ઢગ ધોઉં ક્યારે?'

મંડ્યો પછી એ કપડાં પછાડવા
ઘાલી ઉંધું, ને બચવા જ છાંટથી
વિજ્ઞાનશાસ્ત્રી ખસી મર્મમાં હસ્યા,
'જો! બાપડો ન્યૂટન વ્યર્થ જીવ્યો,
થૈ શોધ કે ના સરખું જ આને!'
હસે કવિ, 'ના ઉર આનું નાચે
જીવ્યું અરે ફોગટ વર્ડ્ઝવર્થનું!'

૬ઠ્ઠી ફેબ્રુઆરી ૧૯૩૩

# નમ્રતા

· ગુલબંકી ·

નમ્ર હું?
વિશેષ નમ્ર હું થકી બીજા હશે ન કોઈ શું?
હશે જરૂર સો વસા!
સ્વીકારતી જ માહરી અહો વિનમ્રતા!

વિનમ્ર હું?
અરે! ઘટે જ નમ્રતા ધર્યો તણી ય નમ્રતા!
ઘરું જ એ!
ગુમાનડંખની કશી તમા પછી મને?

ગુમાન જીતનાર હું?
અરે! હું ઝાંખરાં પછાડી આમ તો ફરું!

કદી ન નમ્ર હું?
લહું, મથું, છતાં ન કેમ મેળવી શકું?
ન કેળવી શકું!
ન હાજરી લહું!
થતી છતી ઉરે વિલોકું, રે અલોપ ત્યાં થતી!
હાથતાળી દેઈ તૂર્ત ધૂર્ત ચાલી એ જતી!

૮મી ફેબ્રુઆરી ૧૯૩૩

# મુખર કન્દરા

• પૃથ્વી •

શમી ઘણની ઘંટડી, વિરમી મંદિરે આરતી,
વિલમ્બી કૃષિકારનાં મધુર કોસગીતો શમ્યાં,
ધીમી કલબલે પડી જનસમૂહની, ને નભે
સફેદ ફરકંત સ્વચ્છ, મૃદુ ચાંદની ફોરતી
અમી ટશર, જે ઝીલે ગિરિ, તળાવ, ગામો, દ્રુમો,
ઝીલે વળી જરીક જંપી અધખીડતાં પાંપણો.
તહીં સ્વપનનિંદરે પ્રકૃતિબાળ હિંડોળવા
સમીરહીર દોરીથી સુભગગીત ઝોલે શકે,
મીઠો કલનિનાદ સારસ તણો કહીંથી ય તે
ઉઠ્યો ગગનમન્દિરે,
ઝીલ્યો ગિરિની કન્દરે,
સુમન્દ સ્મિતમર્મરે વનની રાચતી વલ્લરી,
સુરાવલિ સુરમ્ય ઝિલ્લિરવકંપ સંગે મિલી
સ્ફુરે દૂર દિગંતરાલ, ગિરિમાળ ગોરંભતી
રહંત પડઘા કંઈ વખત સામસામા ઝીલી.

સુણી પ્રતિસુરો સ્વકીય કલનાદના ગુંજતા
અરણ્યતરુપલ્લવે, અવર પંખી જાણે કુજ્યાં,
ઉરે અધિક નન્દતાં યુગલ, પાંખપાંખે ઘસી;
ઉંડો નભવલોવતો ફરી રસાળ ટહુકો કરે.

અને મુખર કન્દરા ગિરિની, અન્ય ગિરિ–કન્દરે
સુરો દઈ ઝિલી વળી, કંઈક શબ્દલીલા રચે.
પ્રશાંત ઉરકન્દરા ય ધબકે સુણી ગીત, ને
કરે પ્રતિસુરે સજીવન ત્રિકાલની કન્દરા.
અનેક ગત, વર્તમાન, વળી ભાવિ જન્મો તણાં
રહે સ્મરણ જાગી, સ્વાનુભવ, ભાવિસંસ્કાર સૌ.

સચેત, રસપ્રાણ, આદિપ્રભુ અર્ધનારીશ્વર
કૃપાળુ અદના શરીર મહીં જેહ વાસો વસ્યો,
વિરાટ, અવિભક્ત, એક, પણ આ શરીરે રહી
લહે અડધિયું ન સ્થૂલ નિજ તોય—ને એહને
તમા જ કશી સ્થૂલની ?—ચિતસ્વરૂપ, ચિત્તાન્તરે
દિશેદિશ થકી સ્ફુરંત અણઆથમ્યા રહે ઝીલી
કરેલ રસનાદ જેહ, કરવા હજી જે વળી
ભવેભવની સંગિની
મીઠી પ્રણયપંખિણી ઉરશી સારસી સંગમાં.
સુરાવટ રહી શ્વસી, ધબકી કો મહાકાલને
ખુણે, ઉર સરી હવાં ઝમી રહે અમીબિંદુડાં,
અને ડુબવતી ક્ષણેક નિજ મસ્તીના રંગમાં.

—જુદાં પુરુષ ને નહીં પ્રકૃતિ, કલ્પના ને કવિ,
અને મનુજ વ્યક્તિમાં નર અને ન નારી જુદાં.
વસે નરઉરે ઉંડાણ મહીં નારી, નારી ઉરે
રહ્યો નર વળી, મળે ઉભય એક અસ્તિત્વમાં.—

સુરો સકલ એ ગળાઈ તરુપલ્લવે, ચંદ્રિકા
જલે શુચિ થઇ, પ્રતિધ્વનિથી શુદ્ધ થાતા વધુ
સ્ફુરે, ઉચરી રાત્રિમાં પૃથિવી કૈંક જાણે ઉંડું.
અને હૃદયમાં રહ્યા નરગુણો ઉંચેકાન થૈ
સુણે અવર ભાગનું અશ્રુતપૂર્વ સંગીત, ને
લહે ઉભયગીતમેળ મહીં લાધતી પૂર્ણતા.

પરોડ સમયે શિશુજીવનના પરોડે સૂતાં
ઘરે, જમીનટોચ–ડુંગર તણી તળેટી પરે–
સુણ્યા અરધનિંદરે કલરવો કંઈ પંખીના,
પૂછ્યું જનનીને અધીર મન, 'બા ! કુણ એ બોલતું ?'
'રહે સુઈ તું, સારસાં ! વખત ના નિશાળે જવા
તણો હજી થયો !' પછી ઘણી ય વાર શાળા મહીં
ગલોલ લઇ ખેતરે જઈ ચડ્યા જ ટોવા, તહીં
મનોરમ સુણેલ જે શબ્દ તે, અને આજના
ખધા ય અધઊંઘમાં, શિશુસ્વભાવ ઔત્સુક્યમાં
સુણ્યા, તરવરી રહ્યું સત લહ્યું નહીં એ તણું !

–અયે ! યુગલ સારસો ! ઉચરતાં ગિરા પ્રેમની
તળાવતટ શું રમો ?
રમો અગર આ સમે નદીવહેણુ ફંટાઇને
વહી રહ્યું પ્રવાહ બે મહીં તહીં રચ્યા બેટમાં ?
અને રસળતાં જહીં ઉભય વ્હેણ જાતાં મિલી,

ભળી, પિગળી, એકમેક થઈ ત્યાં તમે નૃત્યથી,
ઉંડા કલકિલોલથી મિલનહર્ષ દર્શાવતાં !
અને હૃદયશાચિ યે તમ સુરો સુણી, જાગીને
સુણે નિજ વહેણ અર્ધ વહતું છૂપું, તે તણું
વહંત મધુ ગીત જેહ નિજ ગીત સંવાદમાં.
ભલે કુટિલ કાલદેશ જડ દ્વીપ વચ્ચે રચી
ઘડી પજવવા કરે, હૃદયગીત ખાળ્યાં કદી
ખળાય ન, સહેજ ગીતલલકારથી બંધ એ
ત્રુટે; સ્ફુરત ગૂઢ જીવનરહસ્ય એકત્વનું:

ઘડ્યું દ્વિદલ ઉર આ, જીવનવ્હેણ બે જીવનાં
અને પુરુષ અર્ધ, સ્ત્રી અરધનો ઘડ્યો પ્રાણ આ.

ત્રિકાલપ્રતિસૂરથી સભરશ્રોત્ર ઉરકન્દરા
શ્વસે વિમલ શાંતિવાહી અનિલો સદ્ આનંદના.
તહીં સ્વપનનિંદરે અમૃત સીંચતી ચંદિરા.

૮મી ફેબ્રુઆરી ૧૯૩૩

# બાપદીકરો

• વિષમ હરિગીત •

ખેતરે રખવાળી ખાતર એક ઝાકળિયું કર્યું
કૂવાની ધારે. મધ શિયાળે રાત ત્યાં રહેવું ઠર્યું.
બાળવા ઈંધણ ઉપાડી લાવવા ડુંગર થકી
છૂટો મૂકીને કોસ અધ દાડો, ગયો મેઘો નકી.
ડુંગરો આડો ચડી
જે ઝાડી પેલી ગમ પડી
ત્યાં ભારીઓ કાપી, ન કાપી—કોણ કહે એ વાતડી ?

બોલતાં પાડોશીઓ, બૈરી થકી કંટાળીને
ચાલ્યો ગયો પેલી તરફ જંગલ તણી; કો આવીને
કહેતું: 'સુણ્યા છે અમે ટચકા ત્યાં કુહાડીના થતા
જંગલ મહીં આ રાત આખી, હશે ઈંધણ કાપતા
આવશે એ અબઘડી !'
ને એમ ફરી રાત્રિ પડી.
લ્હેરંત ઘઉંના રાખનાર તણી ન પણ સીકલ જડી !

ઝૂંપડીનાં બાર કો અંધારમાં ખખડાવતું,
ને બાળનું, માનું હૃદય ફૂલકોમળું ફફડાવતું.
બાળક ઉઠી જોવા કરે, બોલે બિચારી માવડી,
'એ તો હશે બેટા ! પવન કે જાનવર !' 'ઓ માવડી !

# ધોબી

· મિશ્રોપજાતિ ·

ટહેલતાં સાગરને કિનારે
વિજ્ઞાનશાસ્ત્રી, કવિ, બે જઈ ચડ્યા
ધોબી કને, જે કપડાં પછાડતાં
મહાજનો કોણ ન એ લહી શક્યો.

કહે કવિ, 'આ કપડાં ધુવે છે
ત્યાંથી ઉડંતા જળબિંદુશીકરે,
હૈયું કૂદે, ઇન્દ્રધનુષ્ય ન્યાળી.
જન્મ્યો હતે જો શતવર્ષ પૂર્વે
તો પામતે હું પદ વર્ડ્ઝવર્થનું.'

વિજ્ઞાની કહે, 'ન્યૂટનની પહેલાં
પાક્યો ન ધોબી પણ કોઈ એવો
જે વાત સાદી સમજી શક્યો આઃ
કે તેજ પાણી કણ આરપાર
જતાં, જુદું થાય જ સાત રંગમાં?!'

વદે કવિ, 'ધોબીજનો ય આ ને?'
રામા! કહીને પછી બૂમ પાડી
પૂછ્યું, 'અલ્યા! કામહું જે તણાય
છાંટા ઉડે તે મહીં રંગ સાતનું
તે તું ઉમંગે નિરખે કદી કે?'

ધોબી બિચારો થઈ મૂઢ, ફાંફાં
મારે, નિહાળી જન આ મહાનને
વાતે વળેલા નિજ ક્ષુદ્ર સંગમાં.

વિજ્ઞાની બોલે, 'તુજ પીઠ સૂર્યની
બાજુ ધરી, ધો કપડાં, અને જો
છાંટા મહીં અદ્‌ભુત સાત રંગને.'

'માબાપ! એવા કરું જો હું ચાળા,
ઘરે બિચારાં મરી જાય છોકરાં!'
કહે કવિ, 'સુન્દરતા પિછાનવા
ઘડીક તો રંગલીલા નિહાળી લે!'
'એ જોઉં તો આ ઢગ ધોઉં ક્યારે?'

મંડ્યો પછી એ કપડાં પછાડવા
ઘાલી ઉંધું, ને બચવા જ છાંટથી
વિજ્ઞાનશાસ્ત્રી ખસી મર્મમાં હસ્યા,
'જો! બાપડો ન્યૂટન વ્યર્થ જીવ્યો,
થૈ શોધ કે ના સરખું જ આને!'
હસે કવિ, 'ના ઉર આનું નાચે
જીવ્યું અરે ફોગટ વર્ડ્ઝવર્થનું!'

૬ઠ્ઠી ફેબ્રુઆરી ૧૯૩૩

# નમ્રતા

· ગુલબંકી ·

નમ્ર હું?
વિશેષ નમ્ર હું થકી બીજા હશે ન કોઈ શું?
હશે જરૂર સો વસા!
સ્વીકારતી જ માહરી અહો વિનમ્રતા!

વિનમ્ર હું?
અરે! ઘટે જ નમ્રતા ધર્યા તણી ય નમ્રતા!
ધરું જ એ!
ગુમાનડંખની કશી તમા પછી મને?

ગુમાન જીતનાર હું?
અરે! હું ઝાંખરાં પછાડી આમ તો ફરું!

કદી ન નમ્ર હું?
લહું, મથું, છતાં ન કેમ મેળવી શકું?
ન કેળવી શકું!
ન હાજરી લહું!
થતી છતી ઉરે વિલોકું, રે અલોપ ત્યાં થતી!
હાથતાળી દેઈ તૂર્ત ધૂર્ત ચાલી એ જતી!

૮મી ફેબ્રુઆરી ૧૯૩૩

# મુખર કન્દરા

• પૃથ્વી •

શમી ધણની ઘંટડી, વિરમી મંદિરે આરતી,
વિલમ્બી કૃષિકારનાં મધુર કોસગીતો શમ્યાં,
ધીમી કલબલે પડી જનસમૂહની, ને નભે
સફેદ ફરકંત સ્વચ્છ, મૃદુ ચાંદની ફોરતી
અમી ટશર, જે ઝીલે ગિરિ, તળાવ, ગામો, દ્રુમો,
ઝીલે વળી જરીક જંપી અધખીડતાં પાંપણો.
તહીં સ્વપનનિંદરે પ્રકૃતિબાળ હિંડોળવા
સમીર હીર દોરીથી સુભગગીત ઝોલે શકે,
મીઠો કલનિનાદ સારસ તણો કહીંથી ય તે
ઉઠ્યો ગગનમન્દિરે,
ઝીલ્યો ગિરિની કન્દરે,
સુમન્દ સ્મિતમર્મરે વનની રાચતી વલ્લરી,
સુરાવલિ સુરમ્ય ઝિલ્લિરવકંપ સંગે મિલી
સ્ફુરે દૂર દિગંતરાલ, ગિરિમાળ ગોરંભતી
રહંત પડઘા કંઈ વખત સામસામા ઝીલી.

સુણી પ્રતિસુરો સ્વકીય કલનાદના ગુંજતા
અરણ્યતરુપલ્લવે, અવર પંખી જાણે કુજ્યાં,
ઉરે અધિક નન્દતાં યુગલ, પાંખપાંખે ઘસી,
ઉડો નભવલોવતો ફરી રસાળ ટહુકો કરે.

અને મુખર કન્દરા ગિરિની, અન્ય ગિરિ-કન્દરે
સુરો દઈ ઝિલી વળી, કંઈક શબ્દલીલા રચે.
પ્રશાંત ઉરકન્દરા ય ધબકે સુણી ગીત, ને
કરે પ્રતિસુરે સજીવન ત્રિકાલની કન્દરા.
અનેક ગત, વર્તમાન, વળી ભાવિ જન્મો તણાં
રહે સ્મરણ જાગી, સ્વાનુભવ, ભાવિસંસ્કાર સૌ.

સચેત, રસપ્રાણ, આદિપ્રભુ અર્ધનારીશ્વર
કૃપાળુ અદના શરીર મહીં જેહ વાસો વસ્યો,
વિરાટ, અવિભક્ત, એક, પણ આ શરીરે રહી
લહે અડધિયું ન સ્થૂલ નિજ તોય—ને એહને
તમા જ કશી સ્થૂલની?—ચિતસ્વરૂપ, ચિત્તાન્તરે
દિશેદિશ થકી સ્ફુરંત અણઆથમ્યા રહે ઝીલી
કરેલ રસનાદ જેહ, કરવા હજી જે વળી
ભવેભવની સંગિની
મીઠી પ્રણયપંખિણી ઉરશી સારસી સંગમાં.
સુરાવટ રહી શ્વસી, ધબકી કો મહાકાલને
ખુણે, ઉર સરી હવાં ઝમી રહે અમીબિન્દુડાં,
અને ડુબવતી ક્ષણેક નિજ મસ્તીના રંગમાં.

—જુદાં પુરુષ ને નહીં પ્રકૃતિ, કલ્પના ને કવિ,
અને મનુજ વ્યક્તિમાં નર અને ન નારી જુદાં.
વસે નરઉરે ઉંડાણ મહીં નારી, નારી ઉરે
રહ્યો નર વળી, મળે ઉભય એક અસ્તિત્વમાં.—

સુરો સકલ એ ગળાઈ તરુપલ્લવે, ચંદ્રિકા
જલે શુચિ થઇ, પ્રતિધ્વનિથી શુદ્ધ થાતા વધુ
સ્ફુરે, ઉચરી રાત્રિમાં પૃથિવી કૈંક જાણે ઉંડું.
અને હૃદયમાં રહ્યા નરગુણો ઉંચેકાન થૈ
સુણે અવર ભાગનું અશ્રુતપૂર્વ સંગીત, ને
લહે ઉભયગીતમેળ મહીં લાધતી પૂર્ણતા.

પરોડ સમયે શિશુજીવનના પરોડે સૂતાં
ઘરે, જમીનટોચ-ડુંગર તણી તળેટી પરે-
સુણ્યા અરધનિંદરે કલરવો કંઈ પંખીના,
પૂછ્યું જનનીને અધીર મન, 'બા ! કુણ એ બોલતું ?'
'રહે સુઈ તું, સારસાં ! વખત ના નિશાળે જવા
તણો હજી થયો !' પછી ઘણી ય વાર શાળા મહીં
ગલોલ લઇ ખેતરે જઈ ચડચા જ ટોવા, તહીં
મનોરમ સુણેલ જે શબ્દ તે, અને આજના
બધા ય અધઊંઘમાં, શિશુસ્વભાવ ઔત્સુક્યમાં
સુણ્યા, તરવરી રહ્યું સત લહ્યું નહીં એ તણું !

—અયે ! યુગલ સારસો ! ઉચરતાં ગિરા પ્રેમની
તળાવતટ શું રમો ?
રમો અગર આ સમે નદીવહેણ ફંટાઇને
વહી રહ્યું પ્રવાહ બે મહીં તહીં રચ્યા બેટમાં ?
અને રસળતાં જહીં ઉભય વ્હેણ જાતાં મિલી,

ભળી, પિગળી, એકમેક થઈ ત્યાં તમે નૃત્યથી,
ઉંડા કલકિલ્લોલથી મિલનહર્ષ દર્શાવતાં !
અને હૃદયશાયિ યે તમ સુરો સુણી, જાગીને
સુણે નિજ વહેણ અર્ધ વહતું છૂપું, તે તણું
વહંત મધુ ગીત જેહ નિજ ગીત સંવાદમાં.
ભલે કુટિલ કાલદેશ જડ દ્વીપ વચ્ચે રચી
ઘડી પજવવા કરે, હૃદયગીત ખાળ્યાં કદી
ખળાય ન, સહેજ ગીતલલકારથી બંધ એ
ત્રુટે; સ્ફુરત ગૂઢ જીવનરહસ્ય એકત્વનું:

ઘડ્યું દ્વિદલ ઉર આ, જીવનવ્હેણ બે જીવનાં
અને પુરુષ અર્ધ, સ્ત્રી અરધનો ઘડ્યો પ્રાણ આ.

ત્રિકાલપ્રતિસૂરથી સભરશ્રોત્ર ઉરકન્દરા
શ્વસે વિમલ શાંતિવાહી અનિલો સદ્ આનંદના.
તહીં સ્વપનનિંદરે અમૃત સીંચતી ચંદિરા.

૮મી ફેબ્રુઆરી ૧૯૩૩

# બાપદીકરો

• વિશ્રમ હરિગીત •

ખેતરે રખવાળી ખાતર એક ઝાકળિયું કર્યું
કૂવાની ધારે. મધશિયાળે રાત ત્યાં રહેવું ઠર્યું.
બાળવા ઇંધણ ઉપાડી લાવવા ડુંગર થકી
છૂટો મૂકીને કોસ અધદાડો, ગયો મેઘો નકી.
ડુંગરો આડો ચડી
જે ઝાડી પેલી ગમ પડી
ત્યાં ભારીઓ કાપી, ન કાપી—કોણ કહે એ વાતડી?

બોલતાં પાડોશીઓ, બૈરી થકી કંટાળીને
ચાલ્યો ગયો પેલી તરફ જંગલ તણી; કો આવીને
કહેતું: 'સુણ્યા છે અમે ટચકા ત્યાં કુહાડીના થતા
જંગલ મહીં આ રાત આખી, હશે ઇંધણ કાપતા
આવશે એ અબઘડી!'
ને એમ ફરી રાત્રિ પડી.
લ્હેરંત ઘઉંના રાખનાર તણી ન પણ સીકલ જડી!

ઝૂંપડીનાં બાર કો અંધારમાં ખખડાવતું,
ને બાળનું, માનું હૃદય ફૂલકોમળું ફફડાવતું.
બાળક ઉઠી જોવા કરે, બોલે બિચારી માવડી,
'એ તો હશે બેટા! પવન કે જાનવર!' 'ઓ માવડી!

દે કુહાડી ! નાનલી,
ડુંગર સવારે જઉં ચડી.
લઈ આવું બાપુ, પછી ખાશું પોંક સૌ સાથે મળી.’

ચોંકતી રામી જરી, પણ તુર્ત એક બચી ભરી
બોલી, ‘અરે ઓ બાપુડા ! મા ભોંક મુજ હૈયે છરી !
કાલ ખેતર ચડી માળે જજો ટોવા સૂડલા
વનપોપટાને પૂછજો કે ક્યાંય તુજ બાપુ મળ્યા !’
ને બીજા જ પ્રભાતમાં,
રામી ઢૂંઢે કલ્પાંતમાં,
વનપોપટો ઊડી ગએલો પાંજરેથી રાતમાં.

કો વ્હેમીયું આવી કહે, ‘મેઘો મરાયો વાઘથી
ને ભૂત થયા, હિરિયો છુટી ના શકયો એની બાથથી;
કહે બીજું, ‘મેં સાંજરે ખીણમાં દીઠો’તો આદમી
ને છોકરો પાછળ, જતા ભારી લઈ.’ એવું દમી
વિખરાય સારી મંડળી,
ને રાત ધરણી પર ઢળી,
કળજગ તણું પાણી પીવા રામી રહી ગઈ એકલી !

૯મી ફેબ્રુઆરી ૧૯૩૩

# ઉરખાખ

• પૃથ્વી •

મને હૃદયને ખુણે જ્વલતી એક લાધી ચિતા!
ભિખારણુચીસે ઝરી તણખ એક ત્યાં એકદા,
બુઝાઈ નહિ, ને વધી ઇંધણ પામી દુઃખાગ્નિનાં,
—અનેક દિશ જે ભર્યો, દલિતના હણ્યા દેહમાં,
અને સબળ ચૂસતા અબળ ત્યાં, અધઃપાતમાં
સમાજ પતિતો દિયે ફગવી ત્યાં,—બધેથી ઝર્યો,
દિનેદિન પ્રસારી ઝાળ સર એક ખૂણો કર્યો
કદાચ કરશે ખલાસ ઉર આખું યે વ્યાપતાં!

ભલે હૃદય ખાખ હો! ઉરની ઊર્મિ સૂકાય છો!
અને ભભૂકતી પ્રજાદુખની ઝાળમાં કોમળાં
બળી જળી જતાં ભલે લલિત ભાવ કવિતા કલા!
સ્મશાન સમ જિન્દગી બની રહો! શું શોભે બીજું?
લલાટ ઉરખાખ અર્ચી, ખુલી દ્વાર કલ્યાણનાં
કરી જગ વિશુદ્ધ ગાઈ રહશું શિવોऽહમ્! શિવોऽહમ્!

૧૨મી ફેબ્રુઆરી ૧૯૩૩

# સર્જકો સૃષ્ટિલીલાનાં

·અનુષ્ટુપ-મિશ્રોપજાતિ·

ગણિતે એક ને એક બે થતા, પણ જીવને
એક ને એક હૈયાં, તે બે ન, કિંતુ અનંત છે.
આજથી એ અનંતે રે વધૂ-વર રમો, રમો!

ઉત્ક્રાન્તિના તાપની વેદી ફરતાં
ફર્યાં હતાં પ્રકૃતિ આદ્યમાતા
ચૈતન્ય પૂરુષ પિતાની સાથે.
ત્યાંથી થયો આ શરુ ધર્મતાંતણો.

એ રે તંતુ વડે આજે હૈયાં સન્ધાય બે ભલે!
એક થૈ, મંગલોર્મિ વ્હૈ, ઐક્ય પામો અનંતમાં!
સર્જકો સૃષ્ટિલીલાનાં વધૂ-વર નમો! નમો!!

૨૭મી ફેબ્રુઆરી ૧૯૩૩

# કવિઓ

• વસંતકાન્તા •

વિશ્વો રચી, ખચી, વિખેરી દશે દિશામાં,
લીલા સજાવી વળી સુંદર રંગસાજે,
આદિ દિને સૃજનને ઉચર્યો રસાત્મા
કલ્યાણપ્રેમ વહતી ઋતની ઋચા જે,—
એના પ્રતિધ્વનિ અનંત અખંડ ગાજે
સ્પર્શી રહે હૃદયતંતુ કદી અમારા,
ને ગૂઢ કંપી, અરચે અધુરા અવાજે
સૌન્દર્ય-સત્ય-શિવને ઉર એકતારા.
ને ગુંજતી જગતજનકુંજે સ્ફુરે છંદધારા.

મોંઘી અમે પ્રગટ ગંધ વસુંધરાની,—
જ્યાં નિંદરે શિશુ સ્મિતાંકિત માતખોળે,
લાજાળુ, ને, લળી જતી નવમાત છાની;
ઉલ્લાસી યૌવનસુરા છલકંત, ઢોળે
જ્યાં પ્રેમશૌર્ય રસરંગ અનંત છોળે;
હૈયે હુલાસ ભરતી સુકુમારિકાઓ
જ્યાં સૃષ્ટિ સારી ઉરનાં અમૃતે ઝબોળે;
ત્યાં, ત્યાં અમે, પ્રતિફૂલે રસમક્ષિકાઓ.
ચાખી રહ્યા પૂરુષપ્રકૃતિની મધુચંદ્રિકાઓ.

બે મિત્રના હૃદયસન્ધિ થકી વહંતાં
ભાવોર્મિગાન મહીં સંજુલતા અમારી,
ને પ્રેમતાર વિધિકાળબળે ત્રુટંતાં
ધીરી બજે અમ ઉરે કરુણી સિતારી.
કોડે ભરી કર ધરી ઉરભાવઝારી
માંડી અમે પરબ વિશ્વતૃષા છિપાવા,
પીવાઈ તૃપ્ત બનવું, રીત એ જ ધારી.
મોજે પચાવી ઘટભીતર ઉષ્ણ લાવા,
ર્‌હેતા મથી સતત જગને છાપરે શાંતિ છાવા.

ધીરું લપાઈ, છુપી, નિર્ઝર ગાય ગાણું,
માંડે પ્રયાણ સરિતા વળી સિન્ધુઘેલી,
ને સિન્ધુરાજ ગરજી ગિરિગોદમાંનું
બોલાવતો ઝરણટોળું,—બધે છુપેલી
તંત્રી બજે, અમ ઉરે બજી જે રહેલી.
હૈયાં છલાછલ વલોવતી વાદળોનાં
વર્ષંત વીજનખલી જળગીતહેલી,
એ રીત ગાન સ્ફુરતાં પણ આ દિલોનાં,
વિંઝાય જે, તદપિ કવતાં કંપી ઝંઝાનિલોમાં.

પ્યાલી ઉષાઅમૃતની કંઇ ગટગટાવી,
દેખી બધી ય દુનિયા નિજરંગ રંગી.

સંધ્યા વિષાદ મુખરેખ તળે છુપાવી
અંધારની વિશદતા નિરખી અ-ડંખી.
જ્યાં હાંફતું પડી રહ્યું દૂર બ્રહ્મપંખી
ઢાળી દઈ વિકલ શી સ્થલકાલ પાંખો,
તેની અમે પર રસેક રહંત ઝંખી
ખોલી અનાવરણ કલ્પ-કલાની આંખો,
ને કૈં જડ્યો કણ, કવનમાં વેરતા એહ ઝાંખો.

૧૭મી માર્ચ ૧૯૩૩

## સ્વપ્નો શીળાં

· મિશ્રોપજાતિ ·

સ્વપ્નો શીળાં સર્જનહારનાં તે
થીજી જતાં ભૂતલના કવિ બન્યા;
ને સ્વપ્નની સંસ્મૃતિ અંતરે જડી,
બની રહી તે પ્રિય પ્રકૃતિલીલા.

# કવિતાને

· વસંતતિલકા ·

હે વિશ્વકાવ્યજનની ! તુજ ચંદ્રચારુ
જોતાં જ દૃષ્ટિ, ઉછળે જળ સિંધુ કેરાં
મોજાં વહાવી ધરતીતટ લોલ, એવા
ઉલ્લાસક્ષોભ મુજ આ ઉરના નથી રે !
વીણા વહે મધુરતા તવ અંતરેથી
તેના પ્રતિધ્વનિ કરું, નહિ ભવ્ય એવું
કો ઉચ્ચશૃંગ ગિરિશું જડ હૈયું મારું !

તો માત ! અંતર દબાવત અંધકારે
જામ્યાં પ્રમત્ત દળવાદળ મૃત્યુઘેરાં,
તે વીજળી ભભુકતી બનીને કરાલી
ચાબૂક મારી વરસાવી જજે તું વર્ષા !
હૈયું ન ગુંજી ઉઠતું તુજ મર્મરે, તો
જાજે બજાવી પગઠોકરથી જ મૈયા !

૧૯મી એપ્રિલ ૧૯૩૩

# બળતાં પાણી

• શિખરિણી •

નદી દોડે, સોડે ભડભડ બળે ડુંગરવનો;
પડે ઓળા પાણી મહીં, સરિત હૈયે સળગતી.
ઘણું દાઝે દેહે, તપીતપી ઉડે બિંદુ જળનાં,
વરાળો હૈયાની પણ મદદ કૈં ના દઈ શકે.
જરી થંભી જૈને ઉછળી, દઇ છોળો તટ પરે
પહાડોને છાંટી શીતળ કરવાનું નવ બને.
અરે! જે પ્હાડોએ નિજ સહુ નિચોવી અરપિયું
નવાણોમાં, તેને સમય પર દૈ બુંદ ન શકે.

કિનારાની આંકી જડ કઠણ માઝા કયમ કરી
ઉથાપી, લોપીને સ્વજનદુખને શાંત કરવું?
નદીને પાસેનાં સળગી મરતાંને અવગણી,
જવું સિંધુ કેરા અદીઠ વડવાગ્નિ બુઝવવા!
પછી ત્યાંથી કોદી' જળભર ભલે વાદળ બની,
વહી આવી આંહી ગિરિદવ શમાવાનું થઇ રહે!
અરે! એ તે ક્યારે? ભસમ સહુ થૈ જાય પછીથી?

૭મી મે ૧૯૩૩

# ગિરિદવ

• હરિણી •

ઝરણ વહતાં હૈયે ઊંડે શીળાં મૃદુતાભર્યાં,
પછી ગિરિવરો શાને આવા દવાનળથી બળો?
જીવન મહીં શું બાહિર આંખે બળી મરવું ઠર્યું?
અતળ ઉરનાં ઊંડાણોની શીળી થકી રાચવું?

ઉરઝરણ વા થીજ્યાં લેખી પ્રમાદ પિગાળવા
શરીર પર શું ધારો મોટા દવાનળ આ તમે?
કવણ કહશે થીજ્યાં, રીઝ્યાં અને રમતાં થયાં,
બળી ભસમ થૈ સીજ્યાં ઊંડે અજાણ, અદીઠ, વા?

૭મી મે ૧૯૩૩

# બાણપથારી

• શિખરિણી •

હજારો ભાનુની ધરતી પરકમ્મા કરી વળી,
નહીં તો યે આગે ડગ કંઈ ભર્યાં આદિમનુજે.
હજારો વર્ષોમાં વિફરી પશુતા, પોત અદકું
મનુષ્યાકારોમાં પ્રકટયું પશુએ, ને કહીં કહીં
ખિલેલા માનવ્યે બહુ બળ કર્યું સત્ય ધરવા;
ડૂબ્યા મૌને યત્નો! સતકણ ડૂબ્યો ના પણ છતાં.

કરેલા સંસારે અગણિત ગુન્હા કૈંક સદીઓ
યથેચ્છાએ વેર્યા અડગ ઢગલા, તે નિજ પરે
ધીરે ઓઢી લેતું હૃદય કુમળું એક પ્રકટયું
અનેરા કારુણ્યે પતિત પડખે જૈ રહ્યું ખડું.
ચુરાશે પોતે કે દબી મરી જશે તે ડર વિના
ઉગારી પ્હેલાં સૌ, પછી જ ચહ્યું પોતે ઉગરવા.
અને એ પાપોના દફ્ન કરવા પુંજ સઘળા
બિછાયું એ હૈયું ચહુ દિશ વિંટાઇ કફ્નશું.

પડેલાં, પીડેલાં, ચલિત, દલિતો ને ઘરવનાં
અનાથો—તે સૌનો જીવતર બની, બંધુ બનીને
ગરીબોનો બેલી ઈશુ પ્રગટિયો વિશ્વપ્રણયી.
અને આંસુધારે ટપકી, નહિ કારુણ્ય અટકયું;
પડેલાંને બાંયે પકડી ઉચકયાં પુણ્યસ્વરગે.

ઉરે પેટી જ્યોતિ, નિજથી પ્રગટાવી સહુ ઉરે.
રહી નાચી સૃષ્ટિ નવ-ઉજમથી. સંતજનની
દિશાઓ ઘેરીને ઉછળી ઉરગંગા ભીંજવતી.

મહાકલ્યાણોર્મિ જગત જીરવી એ નવ શક્યું.
ધપી જાતું વેગે વહન રૂંધવા, હાથ બળિયા
શરીરી સત્તાના અધવચ ધર્યા, ને રણ રચ્યું
સુકું ચોપાસે, ત્યાં અરર! ઉરગંગા શમી ગઈ!!
ઉખેડી પેટાળો જડ, પ્રગટિયાં કો ઉર તણાં
નવાણોમાં મૂંગી સમસમી રહી ગંગકરુણા.

ઇશુને જીવ્યે જે જગતહૃદયોમાં નવ વસ્યું,
વસ્યું કૈં તે એને ક્રુસ પર ચડ્યે; ને જગજને
સુખે માણ્યા શોખો જીવનબલિ પેગંબર તણો
પૂજી, રોઇ, ગાઈ. પણ ન પ્રકટાવ્યું ઈશુ-ઉર.
રચ્યા ધર્મો, ને ઉત્સવ ઉજવિયા દિવ્ય બલિના.
મીઠો એનો કિંતુ હુકમ સહુના બંધુપનનો
જગે ઘોળી પીને અશમ ઉલટાવ્યાં વિષ ઉરે.

ઇશુ સૌ હૈયાંમાં ક્ષણક્ષણ ચડ્યા ક્રૂસ ઉપરે!
ઘવાએલા પ્રેમે અશ્રુત ભરિયું મૌન ડૂસકું!
મહામૃત્યુસત્રો જગ ઉજવતું જંગ જગવી;
દુભાએલા સત્યે ભરવું તિમિરે ચાહ્યું ડગલું.
જગે પંથે છોને મરણક્રુસ રોપ્યા અડગ હો!
મહાકલ્યાણોને પથ કવણ શંકાભય?—અને
ધીરે પૃથ્વીતીરે પ્રભુધઉર ગાંધી ઉતરિયા.

અરે જાને બાપુ ! નજર અમ સામી કરીશ ના !
પળ્યો જા તું તારે, જગકીચડમાં પાય ધર મા !
અમે પાપી ભૂંડાં સત સમજિયે, શે જીરવવું
પરંતુ એ ?! જા તું ! જય તુજ થશે, સત્ય જિતશે.
અમારાં પાપોની કરીશ પરવા ના લગીર તું,
શિરે લેવા જાતાં ગઠડી કચડાઇ તું મરશે.
અમોને પાપો તો કંઈ યુગથી કોઠે પડી ગયાં.
તું જેવા એકાકી ભડથી વળશે શું ઘડીકમાં ?

થયું ડાહ્યું કાંઈ જગ—વહી ગઇ વીસ સદીઓ—
ન રોપ્યા કાષ્ઠોના ક્રુસ સ્થૂલ, ઉરે કિંતુ પરખી
ઉપાડ્યા ગાંધીએઃ 'દુરિત મરશે કે મરીશ હું.'
હજારો મૃત્યુની કરપીણ વહોરી ઉરવ્યથા
અને મોઢે મોંઘું સ્મિત ફરકતું રાખી ફૂમણું
ઘડ્યું ગાંધીએ જીવન ચિરક્રૂસારોહણ સમું.

અરે એ સિંધુ શા ઉરની લહરી ફેનિલ સ્ફુરે
નિહાળી તે નૌકા,-જમીનતટ જાણી કયમ શકે
ઊંડાણે લાગેલા ભીષણ વડવાગ્નિ ? નિશિદિનિ
પ્રવૃત્તિઓ જાણે જલધિ ધણકારે ઉછળતી.
ગળે મેલી ઘેલી જગની સરિતાઓ અણગણી;
ગભીરે એ હૈયે નિજની લઇને નાવ રમતાં
કરોડો નિઃશંકે નિજ ઉરવરાળો દૂર સુધી
વહાવી વર્ષાવે અમી હૃદય કેરાં અણખુટ્યાં.
અને આકાશી એ ગહન ઉરની શાંતિ દિસતી,

ઉરે પેટી જ્યોતિ, નિજથી પ્રગટાવી સહુ ઉરે.
રહી નાચી સૃષ્ટિ નવ-ઉજમથી. સંતજનની
દિશાઓ ઘેરીને ઉછળી ઉરગંગા ભીંજવતી.

મહાકલ્યાણોર્મિ જગત જીરવી એ નવ શક્યું.
ધપી જાતું વેગે વહન રૂંધવા, હાથ બળિયા
શરીરી સત્તાના અધવચ ધર્યા, ને રણ રચ્યું
સુકું ચોપાસે, ત્યાં અરર! ઉરગંગા શમી ગઈ!!
ઉખેડી પેટાળો જડ, પ્રગટિયાં કો ઉર તણાં
નવાણોમાં મૂંગી સમસમી રહી ગંગકરુણા.

ઇશુને જીવ્યે જે જગતહૃદયોમાં નવ વસ્યું,
વસ્યું કૈં તે એને ક્રુસ પર ચડ્યે; ને જગજને
સુખે માણ્યા શોખો જીવનબલિ પેગંબર તણો
પૂજી, રોઇ, ગાઈ. પણ ન પ્રકટાવ્યું ઈશુ-ઉર.
રચ્યા ધર્મો, ને ઉત્સવ ઉજવિયા દિવ્ય બલિના.
મીઠો એનો કિંતુ હુકમ સહુના બંધુપનનો
જગે ઘોળી પીને અશમ ઉલટાવ્યાં વિષ ઉરે.

ઇશુ સૌ હૈયાંમાં ક્ષણક્ષણ ચડ્યા ક્રૂસ ઉપરે!
ઘવાએલા પ્રેમે અશ્રુત ભરિયું મૌન ડૂસકું!
મહામૃત્યુસત્રો જગ ઉજવતું જંગ જગવી;
ડુભાએલા સત્યે ભરવું તિમિરે ચાહ્યું ડગલું.
જગે પંથે છોને મરણક્રુસ રોપ્યા અડગ હો!
મહાકલ્યાણોને પથ કવણ શંકાભય?—અને
ધીરે પૃથ્વીતીરે પ્રભુવઉર ગાંધી ઉતરિયા.

અરે જાને બાપુ ! નજર અમ સામી કરીશ ના !
પળ્યો જા તું તારે, જગકીચડમાં પાય ધર મા !
અમે પાપી ભૂંડાં સત સમજિયે, શે જીરવવું
પરંતુ એ?! જા તું! જય તુજ થશે, સત્ય જિતશે.
અમારાં પાપોની કરીશ પરવા ના લગીર તું,
શિરે લેવા જાતાં ગઠડી કચડાઇ તું મરશે.
અમોને પાપો તો કંઈ યુગથી કોઠે પડી ગયાં.
તું જેવા એકાકી ભડથી વળશે શું ઘડીકમાં?
થયું ડાહ્યું કાંઈ જગ—વહી ગઇ વીસ સદીઓ—
ન રોપ્યા કાષ્ઠોના ક્રુસ સ્થૂલ, ઉરે કિંતુ પરખી
ઉપાડ્યા ગાંધીએ: 'દુરિત મરશે કે મરીશ હું.'
હજારો મૃત્યુની કરપીણ વહોરી ઉરવ્યથા
અને મોઢે મોંઘું સ્મિત ફરકતું રાખી ફૂમણું
ઘડ્યું ગાંધીએ જીવન ચિરક્રૂસારોહણ સમું.

અરે એ સિંધુ શાં ઉરની લહરી ફેનિલ સ્ફુરે
નિહાળી તે નૌકા,-જમીનતટ જાણી કયમ શકે
ઊંડાણે લાગેલા ભીષણ વડવાગ્નિ? નિશિદિનિ
પ્રવૃત્તિઓ જાણે જલધિ ધબકારે ઉછળતી.
ગળે મેલી ઘેલી જગની સરિતાઓ અણગણી;
ગભીરે એ હૈયે નિજની લઇને નાવ રમતાં
કરોડો નિઃશંકે નિજ ઉરવરાળો દૂર સુધી
વહાવી વર્ષાવે અમી હૃદય કેરાં અણખુટ્યાં.
અને આકાશી એ ગહન ઉરની શાંતિ દિસતી,

ન જુવે કો ઊંડે રતનકણ જેવા દીપી રહ્યા
વિંઝાતા ગોળાઓ મથન કરતા જે હૃદયનું,
વ્યથા ના જોવી, ને ફકત ઉર આનંદ જ મહીં
જગે ભાગી થાવું. સતપુરુષને તો નિજ વ્યથા
વલોવી સૌ સામે નિજસકળનો સાર ધરવો.

ગયા સિંધુ કેરું મથન કરવા દેવદનુજો,
વલોવી મેરૂથી જલધિજલનાં રત્ન અમૂલાં
અતિ રાચ્યા, નાચ્યા; તહીં જ વિષ હાલાહલ ચડ્યું,
દિશાઓ ઘેરીને પ્રલયપૂર જેવું ઉમટિયું,
અને રત્નોઘેલા સુરઅસુરથી ના વળી શક્યું!
ઉમાશૃંગેથી ત્યાં શિવ ઉતરિયા સંયમવ્રતી
અને એકીઘૂંટે વિષ ઘટઘટાવ્યાં, જગતને
સુરક્ષ્યું, ને પૂંઠે અમૃત મળ્યું તેની નવ તમા!

મળીને આજે યે સુરઅસુર આ માનવતણા
વિશાળા સિંધુનું મથન કરતા સ્વસ્વહિતથી
મળ્યાં રત્નો કે ના કવણ કહશે? કિંતુ દિસતાં
વિષો ઘોડાપૂરે જગ ઉભરતાં. તે જિરવવા
ગજું શેં એકાકી મનુજતણું? તો યે ધીરપથી
ધરે કોઠે ગાંધી સ્મિત ફરકતે સંયમવ્રતી.

ન રે! તારે પંડે, જગત! વિષ દેવા જવું પડે.
યથા ગ્રીસે પૂર્વે સુકૃતુકર પ્યાલી વિષ તણી
દિધી, ને ઘેલૂડી પ્રભુપ્રણયમાં પ્રાણ ધરતી
સુકંઠી મીરાંને દિધ વિષકટોરી નૃપતિએ,

ન એવું ગાંધીને.—નિજ નજર તીણી ચલવીને
લિયે ગોતી એ તો વિષહૃદયપ્યાલા, વિષ ચૂસી
ભરી દે પાછા એ ઉરઅમૃત પૂરી નિજ તણાં.

અસત્પુંજો, હિંસાદવ, હૃદયને બાળી દમતા,
વિકારો વંટોળી ઉર વિમલ વીંખે જ શતધા;
ગરીબી પાતાળે જન સબડતાં કોટિ કીચડે,
સ્વધર્મોના ભેદો જગવી અસહિષ્ણુ લડી મરે;
પછી શેં જાગેલું હૃદય ક્ષણ જંપી પણ શકે?
અને શેં એકાકી દૂર કરી શકે પાપઢગલા?
વિણી વીણી ફેંકી દઇ ભીતરના ક્ષુદ્ર વિષયો
ઉભા ગાંધી પંડે સહન કરવા સત્યવિતકો.

ધવાયું જ્યાં કિંચિત્ સત, જખમ ગાંધીઉર થયો;
નિચોવાયું હૈયું, કહીં જરીય જો પ્રેમ દુભવ્યો.
ગરીબીથી કંપી નિજ જીવન નિષ્કિંચન કર્યું;
ઉંચાનીચા ભેદે થરથરી, લીધું દીનપડખું.
શકે કો એકાકી હૃદય, સહ્યું એથી કંઇ ગણું.
પથારી જે ભીષ્મે સમરબિચ પૂર્વે રચી હતી
સદા ગાંધીને તે મરણશરશય્યા પર સૂવું!
જીવનભર એ શેં જીરવવું?

'અરે શાને સાધો! તસુતસુ મરે મોત?' જગ કહે.
વદે સાધુઃ 'તો કાં તસુતસુ તમે સત્ય છુંદતાં?
અરેરે! નાનોશો જખમ પડતાં સત્ય ઉરને
કશી ત્યાં લાખોની મુજ સરિખડાંની ઉરવ્યથા?

નિસાસો દે કંપી સત ઘડીક, એથી જગતનાં
હજારો હું જેવાં મરણ અભિનન્દે વરદ એ.'
'મર્યે તારે જાણ્યું કયમ, ઉગરશે સત્ય ?' 'મરણે
હું જેવાને, એનું હૃદય રુઝશે એ ન બસ શું ?'
ઘણાંએ જીવીને સતહૃદય ઠાર્યું, મરણથી
અને કૈંએ; આજે નહિ જ અભિનન્દી જીવનને
ન કે વન્દી મૃત્યુ, પણ ઉભય કેરી સમતુલા
રચી સામંજસ્યે ઇહશરીરમાં બેય બળને
ધરી, જીવે ગાંધી પરમસતમાં; ને ક્ષણક્ષણે
દિસે આયુર્દોલા જીવનમરણોમાં હિંચકતી.

હજારો બીજી કૈં ધરતી પરકમ્મા સૂરજની
કરે, ધ્રુસ્કે રોવું તદપિ ન શમે, અંતરવ્યથા
તણા જ્વાલામુખી પ્રલયપળ ઝંખે અધીર થૈ,
તને મારે ક્હેવું કવિજન અરે તે સમયના !
અમારી સામે તું નજર કરવી રે ન ચુકજે.
જમાને તારે જો જગત-ઉર-લાવા સળગતા
ઉરે પોતા કેરે હસી ઠલવતા સંતજન હો,
કવિ ! તો રેડીને જીવન નિજ ગાજે: 'જગજનો !
રિબાવી સંતોનાં હૃદય, કુરબાનીની પછીથી
તમે ગાશો ગાથા, રમત ક્રૂર એવી શિદ રમો ?
ન કાં પ્હેલેથી તો હૃદય પરખો સંતજનનાં ?'

અમે આજે ગાતા ઇશુની કુરબાની; બસ થયું !
ન કાલે ગાંધીની જીવનબલિગાથા કવીશ તું ?

૧૭મી મે ૧૯૩૩

# મૃત્યુનો યાત્રી

· શિખરિણી ·

‘અરે ગાંધીરાજા !—’ શબ્દ અધુરા એ રહી ગયા,
અને કંપી વાચા કહી નવ શકી તે નયનની
મૂંગી અશ્રુવાણી રહી ટપકી; ગાંધીચરણમાં
પડી એ મૂર્તિ, ને હજી–અણખિલ્યા–બુદ્ધ–ચરણે
અજાણી કો જાણે લચી પડી સુજાતા ઉરભીની.

હજી લોહીલેખો સૃજનઇતિહાસે નવ સૂક્યા,
નવું પાનું તેવે લખવું અમીઆંકે શરુ કર્યું
અનેરું ગાંધીએ, ગિરમિટ થકી હિંદીમજુરો
બચા’વા આફ્રિકા મહીં લડત સત્યાગ્રહ તણી
લડ્યા; પોતે વેઠી, હૃદય પલટાવ્યાં અરિ તણાં.

નવેલા એ યુદ્ધે હૃદયવીર કો હિન્દનબીરો
પડેલો, એની આ તરુણવિધવા અશ્રુવચને
વદેઃ ‘ગાંધીરાજા !’ શિર ચરણધૂલિ પર સુહે.
નિસાસે દાઝ્યાં, ને ચખજલથી ભીંજ્યાં ચરણ; ના!
અરે ! ભીંજ્યું, દાઝ્યું હૃદય ! હજી તો ઉંબર પરે
ઉભો’તો એવાં કૈં શત સમરને વીર નર એ,
હજી તો પોતામાં શતશત લડાઇ લડવી છે,
લપેટી વિશ્વોને હજી ન પ્રકટ્યો પ્રેમ ઉરમાં
પુરો, તો યે આવી કરુણ કુરબાની નિજ કને

થતી, તેના સાક્ષી થવું કયમ ?! વલોવાયું ઉર એ
કંઇ એવુંએવું પળમહીં ઉંડું, વાણી નીતરી:
‘અરે બાઇ ! રો ના! તુજ પતિ મર્યો ના ગણીશ તું,
ગયો મુક્તિ કાજે સહુતણી, થયો એ અમર છે.’
અને ગદ્‌ગદ્ કંઠે વધુ ન વદવા દીધ કંઇ તો,
પરંતુ ઊઠાડી નિજ કર થકી, ને ઉભી કરી
ખભે માયાળુ એ કર રહી ગયો, ને ઉભરતી
ઘવાએલી આંખો મહીં ડબક ગાંધીચખ ડુબ્યાં.
અને પોતામાં એ નયનજળ લાવ્યાં ભરી બધાં.

હતી થંભી વાચા, નયનજળ થંભ્યાં પણ નહીં
અચિંતાં, ગાંધીના મુખથી શબ્દો કૈં સરી પડ્યા
અનાયાસે, ‘બાઈ! તુજ સમ કંઇ હિન્દરમણી
થશે સ્વામીહીણી, જનનીભૂમિ ત્યારે જ છુટશે.
—અને મારી ભોળી પણ તુજ શી જ્યારે થઇ હશે.’

૨૦મી મે ૧૯૩૩

## તેવીસમે

· પૃથ્વી ·

નહીં જ શરુઆત, અંત,—અણુસીમ આ કાળમાં
ગણી, ગણી, પળેપળે, નિશદિ આંગળીવેઢ પે
અરે! વરસ વીસ ને ત્રણ જ મેં ગણ્યાં ‘માહરાં’?

# નવો નાટકકાર

· મિશ્રોપજાતિ ·

નીચે જ છાત્રાલયમાં અમે સહુ
રહેતા, હતું ઊપર પુસ્તકાલય.
એકાન્ત એને કદી શાંત ખૂણે
રાતે જઇ દ્વાર સમીપ હું સુતો.
આડે રહે માત્ર દિવાલ, હું અહીં
ને પેલી બાજુ ઢગ પુસ્તકોના.
આખો ગયો દિવસ વાંચતાં જે
તેની મીઠી હૂંફથી જ્ઞાનકેરતો
મળી રહંતો સહચાર સ્વપ્નમાં,
ઝંખી રહે જે સહચાર જિન્દગી,
ને મૃત્યુ કેડેય હુલાસ જેના.

આ સ્વપ્નશી ભંગુર જિન્દગીમાં
મારું હતું નાનપણેથી સ્વપ્ન,
કે લશ્કરો જે અભરાઇઓ પરે
ખડાં, થવું ત્યાં ભરતી જ એક દી'.
સાચે જ ને સ્વપ્ન મહીં કદીકદી
ક્ષણેક એ સિદ્ધિ જતી મને મળી.
(ને એમ તો કયાં ન લખ્યાં હતાં મેં
કાવ્યો, કથાઓ વળી લેખમાળા ?)

ચીંધી રહી દૂબળું હાડપિંજર
છાત્રો ભલેને સહુ નિન્દતા મને
પૂરાયલો પુસ્તકકબ્રખાને
દેખી દિને, ને અહીં રાત સૂતાં.
કિંતુ મને જાગૃતિ કેરું સ્વપ્ન
ને સ્વપ્નની જાગૃતિ એકમાત્ર
કે એક દી' એ સહુ વાણીવીરની
વચ્ચે ઉંચું આસન પામું માનથી.

પૂરું કરી નાટક એક આજ તો
મારી કૃતિને સરખાવતો હતો
બર્નાર્ડ શૉની કૃતિ સાથ, ને કળા
કોની ઉંચી તે જરી દેખતો હતો
દા'ડો ગયો તે મહીં, ઊંઘ આવી
વ્હેલી જરી, ને જઇને સુતો હું
એકાન્તખૂણે મુજ, સોડ તાણી.

એ ઊંઘની વાત કરી થશે ના,
એ વાત ક્‌હેતાં કદી ઊંઘ ના'વે,
એ સ્વપ્નની આથમશે ન ઝંખના
એ ઝંખના આથમશે ન સ્વપ્નેય્.
આકાશથી હેમકિનારવાળી
ઓઢી ડીલે સૌમ્ય સફેદ વાદળી
ચંદ્રી ધીરે ઊતરી પુસ્તકાલયે.
ઝીણો મુખેથી બુરખો ખસેડી

રેલી રહી અમૃત કોટિધારે.
ખાલી થતી ગૈ અભરાઇઓ, ને
મહાજનોથી ઉભરાય ઓરડો.
વાલ્મીકિ ખંખેરી ડીલેથી રાફડો
આવી ઉભા, હોમર અંધ ડોસલો
આવ્યો જ ટેકો દઇ લાકડીનો,
અઢાર પર્વો ગણનાથની પીઠે
લાદી દીઠા આવત વેદવ્યાસને,
અને છટાળા વળી ઇસ્કિલીસની
પૂંઠે દીઠો હાફિઝને શરાબી
ગીતો લવંતો,—સહુ આવિયા, ને
બેઠા રચી મંડળ આપઆપણાં.

હું એક બારી મહીં ડોકિયું કરી
જવા ચહું જ્યાં કવિમંડળી મીઠી
રાજે સ્મિતે; ત્યાં કવિ કાલિદાસે
ધીરે કહ્યું કૈં ભવભૂતિકાનમાં,
બોલાવિયો અંગુલિને ઇસારે.
ત્યાં અંધ ક્હે મિલ્ટન, 'કોણ છે રે?'
'છો આવતો બાળક કાવ્યમુગ્ધ છે!'
મેસ્ફિલ્ડ બોલ્યા.(ભલું એમનું થજો!)
ધીરે રહીને બબડ્યો હું મારી
સૉનેટ, ને ખૂશ થયા કવિ સહુ,
રે આવ! આ આવ! બધા કહી રહ્યા.

—ત્યાં કોણ જાણે કહીં કોણ ખૂણે
કો જોર તોરે ઘુરકંત મંડળીઃ
'આવે કહીં? શું અહીં સ્થાન એનું?
એણે કર્યું છે કદિ છંદવૈતરું
મહાન ટેનીસન જેટલું શું?
જા રે! બટુ, મિલ્ટન જેમ આંખો
ગુમાવશે તું અમ સામું રાત દિ
તાકી જ,ત્યારે અહીં સ્થાન પામશે!'

નિરાશ આખીર થતાં પહેલાં
કર્યું જરી ડોકિયું નાટ્યકારો
તણી મઝાની વડી મંડળીમાં.
ને શેક્સ્પિયર્ મારી છટા નિહાળી
બારી મહીં ડોકિયું કીધ ત્યારની,
બોલાવતા અંદર સ્નિગ્ધ આંખને
મીઠે ઈસારે. મુજ વૃંદગીત મેં
ગાયું, લઘુ શું ભજવ્યું જ દૃશ્ય;
સોફોક્લિસે હાથથી ખેંચવા કર્યો,
ત્યાં મિત્ર શો ગર્જી ઉઠ્યા, 'હજી તું
ગાઈ શકે છે અહીં વૃંદગીત?
કયો જમાનો, જરી ભાન છે કંઈ?
સદી બધી આ વીસમી પછી તણું
રચીશ આંહી સહરા હું બુદ્ધિનું
ઊભીશ પીરામીડ શો હું એકલો
ને શેક્સ્પિયર્ ટેકરી ક્યાંય ડૂબશે!'

ને ઊછળીને ખુરશી થકી કુદ્યા,
મારી પડ્યા પાછળ, દોડી હું ગયો;
ને હાંફતા પાછળ શો મહાશય;
પૂઠે વળી જોઉં, વિવેચકો શા
હસે મઝાથી! ખખડાટ હાસ્યથી
વસાઇ સૌ જાય તહીં જ બારણાં,
ને શો અને હું રહી બ્હાર જાતા.
છો હું રહ્યો, અંદર ક્યાં કદી હતો?
પરંતુ ક્યાં બહાર રહી ગયા શો?
હવે થશે શું?

તહીં આંખ ખૂલે
ખરે કટાણે, ફરી મીંચવી કશી?
ને સ્વપ્ન માની પણ શે પટાવવી?
સ્વપ્ના વિના, ને, કહીં આ બને કદી?
વીંટી બિછાનું, જઈ ઓરડીમાં
આળોટતો. ભીતર સ્વપ્ન ઘોળતો,
ભાવિ નવા નાટકનું વિચારતો.

જૂન ૧૯૩૩

—ત્યાં કોણ જાણે કહીં કોણ ખૂ
કો જોર તોરે ઘુરકંત મંડળી
'આવે કહીં? શું અહીં સ્થાન એનું
એણે કર્યું છે કદિ છંદવૈત
મહાન ટેનીસન જેટલું શું
જા રે! બહુ, મિલ્ટન જેમ આંખે
ગુમાવશે તું અમ સામું રાત
તાકી જ, ત્યારે અહીં સ્થાન પામશે!

નિરાશ આખીર થતાં પહેલ
કર્યું જરી ડોકિયું નાટ્યકારે
તણી મઝાની વડી મંડળીમાં
ને શેક્સ્પિયર્ મારી છટા નિહાળ
બારી મહીં ડોકિયું કીધ ત્યારની
બોલાવતા અંદર સ્નિગ્ધ આંખ
મીઠે ઈસારે. મુજ વૃંદગીત
ગાયું, લઘુ શું ભજવ્યું જ દૃશ્ય
સોફોકિલસે હાથથી ખેંચવા કર્યો
ત્યાં મિત્ર શો ગર્જી ઉઠ્યા, 'હજી
ગાઈ શકે છે અહીં વૃંદગીત
કયો જમાનો, જરી ભાન છે કંઈ
સદી બધી આ વીસમી પછી તા
રચીશ આંહી સહરા હું બુદ્ધિ
ઊભીશ પીરામીડ શો હું એકલ
ને શેક્સ્પિયર્ ટેકરી ક્યાંય ડૂબશે

ને ઊછળીને ખુરશી થકી કુદ્યા,
મારી પડ્યા પાછળ, દોડી હું ગયો;
ને હાંફતા પાછળ શો મહાશય;
પૂઠે વળી જોઉં, વિવેચકો શા
હસે મઝાથી ! ખખડાટ હાસ્યથી
વસાઇ સૌ જાય તહીં જ બારણાં,
ને શો અને હું રહી બ્હાર જાતા.
છો હું રહ્યો, અંદર ક્યાં કદી હતો ?
પરંતુ ક્યાં બહાર રહી ગયા શો ?
હવે થશે શું ?

તહીં આંખ ખૂલે
ખરે કટાણે, ફરી મીંચવી કશી ?
ને સ્વપ્ન માની પણ શે પટાવવી ?
સ્વપ્ના વિના, ને, કહીં આ બને કદી ?
વીંટી બિછાનું, જઈ ઓરડીમાં
આળોટતો. ભીતર સ્વપ્ન ઘોળતો,
ભાવિ નવા નાટકનું વિચારતો.

જૂન ૧૯૩૩

# ઈનામનો વહેંચનાર

મિશ્રોપજાતિ

પૂરી પરીક્ષા થઇ, ને ખુશી થૈ
નિસ્પેક્ટરે લાકડી બાજુ મૂકી.
બેસી નિરાંતે ખુરશી મહીં, કહ્યું:
'ક્યાં છે ઇનામો?' તહીં ઊઠી ગામના
મહાજને કીધ રજૂ ઇનામો,
આણેલ જે ભાવથી ભાતભાતનાં.

પરીક્ષકે એક પછી બીજાને
માંડયાં જ દેવા સહુ એ. અને તહીં
ઈનામ પામી મલકંત ચ્હેરે
સલામ મીઠી કરતા લળીલળી
નિશાળિયા નાનકડા નિહાળી,
હર્ષાશ્રુ સૌ માજન મુગ્ધ ખેરવે.
નિશાળિયો આવી ઉભો જ છેલ્લો,
ને આપવા હાથ મહીં ઉપાડ્યું
નિસ્પેક્ટરે એક ઇનામ છેલ્લું;
એ આપી દે, કે પતી જાય સર્વ,
ને આવજો આવતી સાલ ટૂંકડી!

ઈનામ નિસ્પેક્ટર આપવા જતા,
નિશાળિયો હાથ ધરે જ લેવા;
પરંતુ નિસ્પેક્ટરના કરેથી

ઈનામ છૂટે નહિ, ને નિશાળિયો
ધ્રૂજંત તાકી રહતો, ધ્રુજંતી
એની અરે નાનકડી કીકીમાં
નિસ્પેક્ટરે લીધ શું જોઇ એવું?
—ખસી ગઇ મસ્તકથી જ પાઘડી,
ને હાથની લાકડી યે સરી પડી,
ઝભ્ભો હતો તે નીકળી જ બાંયથી
જૈ દૂર ઊભો, શિર તાલ ના મળે,
ને મૂછદાઢી પણ ક્યાં ખરી પડે!
ને વર્ષ પંચાવનમાંથી માત્ર
રહે સાત કે આઠ! બટુ બનીને
લાંબા કરે હાથ ઇનામ લેવા,
પગે ધરી નાજુક નાની મોજડી,
માથે મુકી હીરભરેલ ટોપી,
માગીભીખી ડીલ પરે જ ઝૂલડી,
એ વેષ, ને ઉંમર સાત આઠની,
ઇનામ પામે બટુ, વાત ત્યારની—
પળેકમાં વર્ષ કંઇ વટાવી
નિસ્પેક્ટરે બાલ્ય અનુભવ્યું ફરી.
ને હાથની ચોપડી, જે ઇનામમાં
દેવી હતી, તે નહિ આપી દેતાં
ઝાલી રહ્યા જોરથી. કેમ જાણે
પોતાતણું રૂપ બટુ સ્વીકારતું
પોતા થકી ભેટ, અને ન ઇચ્છતું

એ છોડવા. એમ વહી પળો કંઇ
ને બાળ પેલો ગભરાઇ બેસવા
જતો; અને માજન સૌ અચંબો
પામી, નિહાળે, ન કળી શકે, કાં
વિલંબ આ આમ થતો ઇનામમાં.

ને બાળ પેલો, સહુથી ય છેલ્લો
તાકી રહે સા'બ ભણી, અને વળી
વચ્ચે નિહાળે નિજ વર્ગની ભણી,
તો સૌ હસે ને મરડે મુખો, ત્યાં
પગે ઉભા ર્‌હેવું સહ્યું ન જાતાં
આવે કસોટી સમયે—પળો બુરી
જે થોડી તેમાં—નહિ બેસી યે શકે,
ધ્રૂજી ઊઠચો, ને ટપકંત અશ્રુ
નિહાળી નિસ્પેકટરનેનમાંથી
રડી ઉઠચો.

ને કરમાં જ તેના
ઇનામની ચોપડી ત્યાં જતી પડી.
નિસ્પેકટરે ચોગમ આંખ ફેરવી
લીધો બટુને પડખે, અને વદ્યા:
'ને તું ય કો દી મુજ જેમ વ્હેંચશે
તારા સમાં બાળકને ઈનામો!'
હર્ષાશ્રુથી માજન સૌ સુણી રહ્યું,
ને ઇચ્છતું આવતી સાલ ઢૂકડી!

જુલાઈ ૧૯૩૩

# ટપ્પાવાળો

• શિખરિણી •

'જગા છેને ખાલી ? દિસી રહી પણે એક જણુની !'
પુકારે પંથી કો ત્વરિત વચને પંથ પરથી.
'નથી ખાલી, ના રે !' વદી, તરત બોજે વહી જતા
જરી ટપ્પાવાળે નિજ અસપને ચાનક દીધી.

—'કહે લોકો મરિયમ ! કબર મહીં તું છે સુઈ રહી,
પરંતુ તું તો નિત્ય મુજ પડખે બેસી રહી આ !'
અને ખાલી નાની પગ નજીકની બેઠક સદા
પડી ર્‌હેતી તેની ગમ નિરખતો ભીની નજરે.

ઉતારુ કો બોલે ગદગદ સ્વરે, 'ત્યાં જ પડખે
સદા બેસી ર્‌હેતી રજનીદિન મુસાફરી મહીં
વહૂ એની—
જગા તેની તે દી' પછીથી નિત ખાલી પડી રહે
—વહૂ એની જે દી' કંઈ વરસ પૂર્વે વહી ગઈ !'

અને ટપ્પો આગે ગડડ ગણડીને ધપી રહ્યો
વટાવ્યાં ગામો કૈં, કળશ ઉજળા મંદિર તણા
જણાતા થંભ્યા, ને દૂર પુરમિનારા ક્ષિતિજપે.
—અને સૌને ઢાંકે રજની, ધપતો ત્યાં લગી રહ્યો.

૭મી ઓગસ્ટ ૧૯૩૩

# હરીફ

: અનુષ્ટુપ :

‘આપો છો સારીમાં સારી બાને તો શેઠ, બંગડી
ઘડીમાં લીલી ને પીળી બે બેડાવારથી તમે
અને ના મુજને—’ ભોળી બબુડી બબડી રહી,
બંગડી રંગબેરંગી ગોતવામાં ગુંથાઈ ગૈ.

છેટેને ગામડેથી મા–દીકરી શ્હેરમાં જઈ,
પ્હેલાં તો હાટિયાણું સૌ પતાવ્યું, ને નિરાંતથી
બંગડી પ્હેરવા ચાલ્યાં—‘આવ્યાં તો પ્હેરતાં જયેં!—’
અને પાલવડો ઝાલી ચાલતી ઠેઠ ઘેરથી
થાકેલી આખી વેળાથી નાનલી છોડીને પગે
જોમ આવ્યું નવું, પ્હોંચ્યાં દુકાને હોંસનાં ભર્યાં.
અને ત્યાં બંગડીવાળે આવકાર્યાં, અને ઘણી
બંગડી રંગબેરંગી બતાવી, છોડી નાનલી
જોવા મંડી, અને શેઠ પ્હેરાવે બાઈને તહીં
ઘડીમાં લીલી ને પીળી, વાદળી, ભૂખરી વળી
હાથમાં હાથ રાખીને, જોર દૈ હાથથી બીજે
ચડાવે બંગડી કાંડે; પિલાતાં આંગળાં જરી
ત્યાં બીજી ટીપકીવાળી કાઢી પ્હેરાવવા જતો.
ધંધો આ રોજનો આવો, જાણે કૈં નવી વાત ના
હોય, એવો કરી ચ્હેરો પ્હેરાવ્યે જાય બંગડી
હાથમાં હાથ રાખીને વેપારી સ્થિતપ્રજ્ઞ શો.

અને એકાદબે પ્હેરી, ગમે ના તો કઢાવતી
બાઈ, ને કાઢતાં તૂટે બંગડી, ઓશિયાળી ત્યાં
થઈ, બીજી વધુ સારી માગતી શરમાઇને,
હાથમાં હાથ મૂકીને, પહેર્યે જાય બંગડી.

એમ વેળા વીતી ખાસી, કંટાળી નાની બાળકી,
અને ઊંચું કરી મોહું બંગડી ઢગલા થકી
બોલી, 'બાને તમે દો છો બંગડી, શેઠ, કેટલી ?
અને ના મુજને આપો એકે, કેવા તમે ?' કહી
આંગળાં કૂમળાં નાનાં પરોવે બંગડી મહીં.

ત્યાં આવ્યો શેઠનો નાનો બેટડો, બોલ સાંભળ્યા:
'બાને તો સારીમાં સારી આપો છો શેઠ, બંગડી
અને ના મુજને—' ઊંચે બેસણે ત્યાં જઈ ચડી
શેઠનો બેટડો નાની ટીપકીવાળી ગોતીને
હાથમાં હાથ રાખીને, બીજેથી જોર દેઇને
બંગડી રંગબેરંગી મંડચો પ્હેરાવવા, અને
હાથમાં હાથ મૂકીને પ્હેર્યે જાતી બચુડી એ,
'જો બા ! તારાથી હું પ્હેલી પ્હેરી લેવાની બંગડી !'

જરી ત્યાં ઊંચકી માથું, બંગડી પહેરાવતાં
'આપણી આ બજારે તું બેટા સૌને ટપી જશે !
થોડાશા મ્હાવરાથી, ને, ટપી જાશે મને ય તે !'
હાથમાં હાથ રાખીને વચ્ચેથી શેઠ બોલિયા
પાસે નિશાળિયો નાનો દેખી મોટા હરીફ શો.

# મોચી

• મિશ્રોપજાતિ •

વિક્ટોરિયા બાગ વિષે સહેલવા
આવે સુખી લોક સવાર સાંજે;
ને એમનાં બૂટ પરે પડાપડી,
પાલીશ કાજે કંઇ છોકરા કરે.
રાતા, કાળા,
યા તો ધોળા,
પસેપૈસે રંગી દે બૂટ મોજે.

સિંહાસને બાગ વચે જ બેસી
હસ્યાં કરે છે દિનરાત રાણી
વિક્ટોરિયા દેખતી લોકચર્યા.

સામે વિશાળા વડછાપરા તળે
મોચી ખુણે મારગને જમાવી
દુકાન, બેઠો ભરી દેવદારનું
ખોખું જુનાં જીરણ ચામડાં ને
ઓજારથી. ઊગમતે પ્રભાતે
આવી ઘરે ઠેઠ જતો જ રાત.

જોડા જુના સાંધી કરી કરે નવા,
ને થીગડાં ક્યાંક લગાવી કામનાં

ઘરાકના કોટખીસાનું થીંગડું
ઢીલું કરંતો હકથી. દિનેદિને
મજૂરીથી થીંગડતો જ જિંદગી.

એ બાગ, ને એ વડ, એહ શાણી
એનાં જ એ નિત્ય જ આવતાં જતાં
દીઠાં હતાં—ચા ન દીઠાં હતાં જો
ચાલ્યા જતા'તા કંઈ ખ્વાબધૂનમાં.

પરંતુ એ મોચી દીઠેલ ત્યારથી
એ બાગ, ને એ વડ,
એ શાણી, ને એ થડ
પાસે જ બેઠેલ મઝાની આકૃતિ
સાથે જ સૌ ચિત્ત મહીં થતાં છતાં.

કૉલેજથી આજ જતાં ઘરે હું
સંધાવવા ચંપલ બાગ પાસે
મોચી કને જૈ ઘડીવાર થોભ્યો.
પ્હેલાં હતા બે જણ તેમનું બધું
પત્યા પછી, ચંપલ હાથમાં લઈ
મોચી કરંતો મુજ સાથ ભાવ
—બે ચાર કે જે કંઈ દામદોકડા
દેવા જ સંધામણના—, ઊંધીચતી
તપાસીને ચંપલ, ચાર કોરે
ક્યાં ક્યાં ખપે સાંધણ એ તપાસણી

કરી રહ્યો’તો, મુજ ફાટલી શી
રમાડતો’તો નવલા જ લાડ ને
વાત્સલ્યથી ચંપલ; ત્યાં કહીંયથી
ગલૂડિયાં શાં નવલોહિયાં કે
આવ્યાં વઢતાં
બાથો ભીડતાં
ખીજાયાં બે છોકરાં રોષરાતાં.
હતી ખભેથી લટકાવી પેટી
નાની સમી બેઉ જણે, નિશાળિયા
જાણે ખભે—દફ્તર—ભેરવેલા.

એ પેટીઓ આથડી ઝૂઝવા જતાં
ને બેઉની મિલ્કત બ્હાર જૈ પડી,
કોબ્રાની પાલીશડબી જમીન પેં
આળોટતી, બે ય છૂટા પડીને
વીણી લઇને ચીજ આપઆપણી
મોચી કને આવી ઊભા. ‘મને જરી
કાકા, દિયો પાલીશની ડબી તો!’

‘જુઓ, છ ખાલી!
તો યે ન આલી
પાલીશડબ્બી ત્રણ દિ’ થકી તમે!
મારા ગયા આમ ઘરાક કેટલા?!’

‘શેનો તું માગે?’
‘ભલિયા, તું ભાગ્ એ!’

'ના ઓળખે તું, છનિયા, મને કે?'
ને લાત ઠોંસે છનિયો ભગાડી
મોચી કને જઈ ભલિયો ઊભો, ને
માગી રહ્યો પાલીશ કેરી ડબ્બી.

'પ્હેલાં લીધેલી,
તે, મેં દીધેલી
બબ્બે ડબીના નથી દામ આપવા,
નવી ડબીના વળી કોડ રાખવા?!'
ત્યાં આવી પ્હોંચ્યો છનિયો: 'ન એને
દેશો ડબી, સીધી મને જ આલો.
લઈ તમો પાસથી ચાર પૈસે
વેચે મને છે લઈ પાંચ પૈસા.'

'હાં એમ કે?'
ને એક ધક્કે છનિયો ખસેડી
બોલી રહ્યો ત્યાં ભલિયો: 'ન એને
દેશો ડબી. બાગ મહીં બધાયના
પાલીશના ભાવ બગાડી મારતો.
ચવેણું જૂઠું,
બીડીનું ઠૂંઠું
લૈને કરે પાલીશ એ ભૂખાળવો.'

'હાં એમ કે?'
ને હાથ એકે

કરી રહ્યો'તો, મુજ ફાટલી શી
રમાડતો'તો નવલા જ લાડ ને
વાત્સલ્યથી ચંપલ; ત્યાં કહીંયથી
ગલૂડિયાં શાં નવલોહિયાં કો
આવ્યાં વઢંતાં
બાથે ભીડંતાં
ખીજાયાં બે છોકરાં રોષરાતાં.
હતી ખભેથી લટકાવી પેટી
નાની સમી બેઉ જણે, નિશાળિયા
જાણે ખભે—દફ્તર—ભેરવેલા.

એ પેટીઓ આથડી ઝૂઝવા જતાં
ને બેઉની મિલ્કત બ્હાર જૈ પડી,
કોબ્રાની પાલીશડબી જમીન પૈં
આળોટતી, બે ય છૂટા પડીને
વીણી લઇને ચીજ આપઆપણી
મોચી કને આવી ઊભા. 'મને જરી
કાકા, દિયો પાલીશની ડબી તો!'
'જુઓ, છ ખાલી!
તો યે ન આલી
પાલીશડબ્બી ત્રણ દિ' થકી તમે!
મારા ગયા આમ ઘરાક કેટલા?!'

'શેનો તું માગે?'
'ભલિયા, તું ભાગ્ એ!'

'ના ઓળખે તું, છનિયા, મને કે?'
ને લાત ઠોંસે છનિયો ભગાડી
મોચી કને જઈ ભલિયો ઊભો, ને
માગી રહ્યો પાલીશ કેરી ડબ્બી.

'પ્હેલાં લીધેલી,
તેં, મેં દીધેલી
બબ્બે ડબીના નથી દામ આપવા,
નવી ડબીના વળી કોડ રાખવા?!'
ત્યાં આવી પ્હોંચ્યો છનિયો: 'ન એને
દેશો ડબી, સીધી મને જ આલો.
લઈ તમો પાસથી ચાર પૈસે
વેચે મને છે લઈ પાંચ પૈસા.'

'હાં એમ કે?'
ને એક ધક્કે છનિયો ખસેડી
બોલી રહ્યો ત્યાં ભલિયો: 'ન એને
દેશો ડબી. બાગ મહીં બધાયના
પાલીશના ભાવ બગાડી મારતો.
ચવેણું જૂઠું,
બીડીનું ઠૂંઠું
લૈને કરે પાલીશ એ ભૂખાળવો.'

'હાં એમ કે?'
ને હાથ એકે

એકેક ઝાલી લઈ હાથ બેયનો
બેનેય વાંકે બરડે અકેકી
બીજા કરેથી,
મારી તુટેલી,
બોલું હું ત્યાં, ચંપલ દીધ ઝાપટી.

ને ના મળી એક ક્ષણેય એમને
કે ના મને યે મળી અશ્રુ પાડવા.
આવી ઊભો ત્યાં જ, કને ત્રિભેટે
બે હાથ વીંઝી,
આખો દિ' બીજી
જે આમ ને તેમ, બજાવી સત્તા
દોડાવતો મોટરગાડીઓ બધે.

'ઊઠાવ પેટી!'
'જિ, લઉં છું છેટી!'
અને ઉશેટી પગથી જ તોરમાં,
ટેડી કરી સિંદુરઆંજી આંખડી
ચોમેર જુએ નવ-આવનાર ત્યાં:
'પો લિ સ દા દા!
આ બૂટ સાદા
રંગી દઉં આ ઘડી એ દિ' જેવા!'

ને બાઝી બૂટે, છનિયો બુરાસથી
ઉડાડવા ધૂળ મચી પડ્યો તહીં.
'જુઓન, કેવા પજવે છ મોચી!'

ને મારી બાજુ તીરછું નિહાળી
કે બૂટનો માલિક બોલવા ગયો,
'હેં! કે દિ' જેવા?!'
'મેં એ દિ' કેવા
ઉપાડી આણ્યા જ હતા નવાનવા
પાલીશ દેતાં વચમાંથી કોકના . . .
—એ બૂટનું તો ઉપજે ય કેટલું?'
બોલી રહ્યો'તો ભલિયો પૂંઠેથી,
'તો મોચીથી ના અમને બચાવો
પો લિ સ દા દા?!'
'હ રા મ જા દા !
લબાડ, બચ્ચા, જરી તો ઊભો રહે,
ને દેખ કેવી જીભ ખેંચી કાઢું
હું હાથની તારી!' અને ઉપાડી,
ચીજો પડેલી નિજ વીણી લેતા
મોચી કનેથી મુજ સાંધવા દીધી,
ફાટીતૂટી ચંપલ, ફેંકી જોરથી
ભાગી જતા એ ભલિયાની પૂંઠે.

ચાલાક એ તો
આબાદ ચેત્યો,
બેસી ગયો ભોંય પર. ઊંચેથી
જૈ દૂર જાળીગટરે પડી અને
સરી ગઇ ચંપલ મારી, ભીતરે.

છેડાઈ જૈને છનિયાની પીઠે
એણે–કીધા–સાફ–બૂટેથી લાત બે
લગાવી, મારી ગમ જોઇ ટેડું
દાદા કરે હુકમ મોચી ઉપરેઃ
'હટાવ પેટી!'
'જિ, લઉં સમેટી!'
ને દૂરથી મોટરભૂગળું સુણી
સંભાળી લે જૈ તરભેટ દાદા

ને લેઇ માથે નિજ ખોખું, બીજે
મોચી જવાને કરતો હતો, ત્યાં
ખંચાઈ થંભ્યો, કંઇ ઝંખવાયો,
ને કૈં મુંઝાયો, ગમગીન ચિંતને
સરંત ઊભો. પણ ત્યાં મળી ગઇ
આંખો અમારી, કંઇ ઓર જાતનું
હસી પડ્યા બે ય અમે. ત્વરાથી
ઘૂમી જઇ બેઉ ય સામસામે
રસ્તે પડ્યા. મેં જરી પૂંઠ ફેરવી
જોયું, છૂટે હાથથી લૂછતો હતો
મોચી બિચારો નિજ આંખ, મેં ય ને
લોહ્યું લઘુ બિંદુ ચખે ઝઝૂમતું.

ઓળંગીને મારગને સલામત
બાકી રહી ચંપલ થેલી માંહ
મેં માર્ક્સ ને કીટ્સની ચોપડીઓ

સાથે કરી મ્યાન. ગયો હું સીધો
ઉદ્યાનમાં, પુષ્પ તણે પથારે
ને કોકિલાકૂજનકુંજઆરે
—જ્યાં કલ્પનાના પુરપાટ ઘોડા
સ્વપ્ને રસેલો રથ જિંદગીનો
અચિંત્ય ભોમે ગગડાવતા જતા,
પગે અફાળી હિમબિંદુ હીરલા;
જ્યાં જોઈએ ના પગને પગેરખાં
જો કાખમાં પુસ્તક કલ્પનારખાં
રાખેલ બે હો; નહિ જ્યાં અડે પગે
તીણા તીખા કંકર, ધ્રો ય ના ખુંચે;
ના જ્યાં અડે કંટકદંશ હોઠને
સુરંગહૂંફાળ ગુલાબચુંબને.

ભલી ભલી એ દિલખ્વાબ ભોમ
ભૂલામણીઓ જગની ભુલાવતી!
ત્યાં મેં ભૂલીને કડવાશ કારમી
ને આંસુ ઊનાં જગનાં બીહામણાં,
ગાથા રચી અંતરને ઊંડાણે
તૂટેલ એ ચંપલની અતૂટ!

ભલી ભલી એ મુજ ખ્વાબભોમ!
અને ભલાં રક્ષણહાર એ તણાં!!
દાવાનળો છો જળતા ચહુ દિશે,

છેડાઈ જૈને છનિયાની પીઠે
એણે–કીધા–સાફ–બૂટેથી લાત બે
લગાવી, મારી ગમ જોઇ ટેકું
દાદા કરે હુકમ મોચી ઉપરેઃ
'હટાવ પેટી!'
'જિ, લઉં સમેટી!'
ને દૂરથી મોટરભૂગળું સુણી
સંભાળી લે જૈ તરભેટ દાદા

ને લેઇ માથે નિજ ખોખું, બીજે
મોચી જવાને કરતો હતો, ત્યાં
ખંચાઈ થંભ્યો, કંઇ ઝંખવાયો,
ને કૈં મુંઝાયો, ગમગીન ચિંતને
સરંત ઊભો. પણ ત્યાં મળી ગઇ
આંખો અમારી, કંઇ ઓર જાતનું
હસી પડ્યા બે ય અમે. ત્વરાથી
ઘૂમી જઇ બેઉય સામસામે
રસ્તે પડ્યા. મેં જરી પૂંઠ ફેરવી
જોયું, છૂટે હાથથી લૂછતો હતો
મોચી બિચારો નિજ આંખ, મેં ય ને
લોહ્યું લઘુ બિંદુ ચખે ઝઝૂમતું.

ઓળંગીને મારગને સલામત
બાકી રહી ચંપલ થેલી માંહ
મેં માર્ક્સ ને કીટ્સની ચોપડીઓ

સાથે કરી મ્યાન. ગયો હું સીધો
ઉદ્યાનમાં, પુષ્પ તણે પથારે
ને કોકિલાકૂજનકુંજઆરે
—જ્યાં કલ્પનાના પુરપાટ ઘોડા
સ્વપ્ને રસેલો રથ જિંદગીનો
અચિંત્ય ભોમે ગગડાવતા જતા,
પગે અફાળી હિમબિંદુ હીરલા;
જ્યાં જોઈએ ના પગને પગરખાં
જો કાખમાં પુસ્તક કલ્પનારખાં
રાખેલ બે હો; નહિ જ્યાં અડે પગે
તીણા તીખા કંકર, ધ્રો ય ના ખુંચે;
ના જ્યાં અડે કંટકદંશ હોઠને
સુરંગહૂંફાળ ગુલાબચુંબને.

ભલી ભલી એ દિલખ્વાબ ભોમ
ભૂલામણીઓ જગની ભુલાવતી!
ત્યાં મેં ભૂલીને કડવાશ કારમી
ને આંસુ ઊનાં જગનાં બીહામણાં,
ગાથા રચી અંતરને ઉંડાણે
તૂટેલ એ ચંપલની અતૂટ!

ભલી ભલી એ મુજ ખ્વાબભોમ!
અને ભલાં રક્ષણહાર એ તણાં!!
દાવાનળો છો જળતા ચહું દિશે,

છે વાડી આ આટલી તો સુરક્ષી !
હાલાહલો હો જગ રેલતાં ભલે,
આ કોકિલાકૂજનકાન્ત કુંજ તો
લ્હેરંત લીલી મધુઆશિષો ભરી !

ઘડી દિવાસ્વપ્ન મહીં ગુજારી
ઊઠ્યો જવા ઘેર થઈ સચેત હું.
ત્યાં આંખખૂણા મસળી નિહાળતાં
સિંહાસને બાગ વચ્ચે જ બેસી
હસંત દીઠી નિતજેમ રાણી
વિક્ટોરિયા દેખતી લોકચર્યા.

૬ઠ્ઠી ડિસેમ્બર ૧૯૩૩

## ચિરંતંતુ

· સ્રગ્શાર્દૂલ ·

રાષ્ટ્રો જન્મી, લડે, ખડે, સમયનાં ખંડેર ભેળાં ભળે,
ને સૃષ્ટિ–ધૃતિ–ધ્વંસમોજ ઉછળે વિશ્વે વિકાસક્રમે;
કિંતુ એ ઇતિહાસમોજ સઘળા પ્રોતું, છુપંતુ, મૃદુ,
કલ્યાણાર્થી, સદાનું, કૈંક લસતું, સૌ હાથમાં ના'વતું—
આંધી વીંધત જ્યોત, એ જ કવિતા, માનવ્યગાથા ઊંડી.
ઉત્ક્રાન્તિના ઉછાળા પલકપલક પલ્ટાઇ પ્રોત્કર્ષઘેલા
આવે, જાવે; પરંતુ મહીંથી કવિ ગ્રહંતો ચિરંતંતુ ગોતી.

# એક બાળકીને શ્મશાન લઇ જતાં

· શિખરિણી ·

તને નાનીશીને કશું રડવું ને શું કકળવું?!
છતાં સૌએ રોયાં! રડી જ વડમા લોકશરમે
હસી જો કે હૈયે નિજ ઘર થકી કાશ ટળતાં.
બિચારી બાનાં બે ગુપત ચખબિંદુ ય વચમાં
ખર્યાં, સ્પર્શ્યાં તુંને નહિ. યમસમા ડાઘુજન તે
નિચોવે શા કાજે નયન અમથાં અન્ય ઘર? ને
વિચાર્યું હું-જેવે, મરણ કુણું તે શીદ રડવું?
—છતાં સૌ યે રોયાં રૂઢિસર, દઇ હાથ લમણે!

ખભે લૈને ચાલ્યા, જરી જઇ, વળાંકે વળી ગયા,
તહીં ઓટે તારી સરિખ વયની ગોઠણ દીઠી.
રહી'તી તાકી એ, શિર પર ચડીને અવરને
સૂઇ રૂહેવાની આ રમત તુજ દેખી અવનવી,
અને પોતે ઊંચા કર કરી મથી ક્યાંક ચડવા;
—અમે આગે ચાલ્યા—રમત પરખી જૈ જ કપરી,
ગળા પૂંઠે નાખી કર, પગ પછાડી, સ્વર ઉંચે
ગઈ મંડી રોવા! તુજ મરણથી ખોટ વસમી
અકેલીએ આખા જગત મહીં એણે જ વરતી!
અને રોવું ન્હોતું પણ મુજથી રોવાઈ જ ગયું!!

# સમયની ભવ્ય આરામગાહે

· મંદાક્રાન્તા ·

થાક્યા ઝાંખા ક્ષિતિજપડળે આવરી સૂર્યકીકી.
હાવાં કેવાં સ્મિતકિરણ ને તેજનૃત્યો ય કેવાં ?
તો યે આછાં ઘનપટલ સૌ સીંચીને કીકીરંગે
ભાનુ એના ક્ષિતિકફનપે પાથરે મેઘપુષ્પો.

આવી સંધ્યા, રમી અધઘડી પૃથ્વીને આંગણે ના
ત્યાં તો વર્ષ્યા નભતિમિરના પુંજ, ને સિંધુઓથે
સૂતી સંધ્યા; શમી ગઈ ચિતા રક્તરંગી તરંગે
ઊછાળીને અશમ ગગને તારકોના સ્ફુલિંગો.

હું યે મારી અવધ અરધી કે પૂરી જિંદગીની
માણી, પુષ્પો જઈશ વિખરી કાવ્ય ને કલ્પનાનાં,
ચૂંટેલાં કો ક્ષણબક્ષણનાં ઇંદ્રચાપેથી મીઠાં.
કેવાં સ્હોશે ક્ષણ, સમયની ભવ્ય આરામગાહે !

ડિસેમ્બર ૧૯૩૩

પૃ૦ ૧ વાંછાઃ પ્રસિદ્ધ થયું 'ઊર્મિ'માં. ૧૨ જે વીજળીની તીક્ષ્ણ ધાર પર કટકા થવું પડતું હતું તેનાથી જ રસ્તો પ્રકાશિત થશે. ૧૪ અજર–જીર્ણ ન થાય તેવી.

પૃ૦ ૨ પ્રશ્નઃ પ્રસિદ્ધ થયું કરાચીના છમાસિક 'ભારતી'માં, 'અજબ પ્રશ્ન' નામે. ૪ નકારે–ક્રિયાપદ–ના પાડે છે. ૬ કુહર–ખો, બખોલ.

પૃ૦ ૪ ઉરસન્ધિઃ ૪ જળઓઘ–સાગર. ૫ આ નૃત્યમાં–સાગરના નૃત્યમાં. ૫ એ ગાનમાં–સરિતાના ગાનમાં.

પૃ૦ ૫ શૂરસંમેલનઃ પ્રસિદ્ધ થયું 'કુમાર'માં. ૨ જટિલઝાળ–જટાની પેઠે ફેલાએલી ઝાળવાળો. ૧૦ ખેલને—ખેલન-રમણ-લડતમાં ૧૨ નવલ–નવા ભાવિને ઘડે છે, શૂરોના સંમેલનમાં.

પૃ૦ ૬ બલિઃ પ્રસિદ્ધ થયું 'કુમાર'માં. ૩ સ્ફુલિંગ–તણખો.

પૃ૦ ૮ કરાલદર્શનઃ વિશ્વમાં જે કરાલ તત્ત્વ છે તેનું દર્શન. પ્રસિદ્ધ થયું 'કૌમુદી'માં. ૭–૮ કાળ જતાં, વખત જતાં, કોમળ વાંછના ઊગી. ૧૩ કાવ્યની વ્યક્તિ સાગરકાંઠે પહોંચીને બોલે છે. ૨૩ તમ–તિમિર–અંધકાર. ૩૧ અંધારાનો બોલાવ્યો હું ઝૂંપડીમાંથી નીકળ્યો હતો. વિશ્વનું કરાલ તત્ત્વ સાગરનાં કેટલાંક રૂપોમાં વિલસે છે તે જોવાની ઇચ્છા હતી; પણ સાગરનાં મોજાંની લીલા બહુ ક્રૂરતાભરી લાગી. ફીણવાળા ધોળા તરંગો અંધારાને દંતુશળોની પેઠે વીંધી નાખતા હતા. કરાલતાના દર્શનને બદલે ઊલટું ક્રૂરતાનું દર્શન થતાં પાછો આવીને હું ઝૂંપડીમાં સૂઈ ગયો. ત્યાં અંધકારે ફરી બોલાવ્યો ને કંઈ કહેવા માંડ્યુંઃ 'દરિયાનાં મોજાં ઊછળે છે એ તો વિશ્વવ્યાપી વિરાટ કરાલતાનું હૃદય ધડકે છે. એ કરાલતાના હૃદય પર એક ક્ષણ માટે પણ વિરમવાના બદલામાં

પૃ૦ ૧ વાંછાઃ પ્રસિદ્ધ થયું 'ઊર્મિ'માં. ૧૨ જે વીજળીની તીક્ષ્ણ ધાર પર કટકા થવું પડતું હતું તેનાથી જ રસ્તો પ્રકાશિત થશે. ૧૪ અજર–જીર્ણ ન થાય તેવી.

પૃ૦ ૨ પ્રશ્નઃ પ્રસિદ્ધ થયું કરાચીના છમાસિક 'ભારતી'માં, 'અજબ પ્રશ્ન' નામે. ૪ નકારે–ક્રિયાપદ–ના પાડે છે. ૬ કુહર–ખો, બખોલ

પૃ૦ ૪ ઉરસન્ધિઃ ૪ જળઓઘ–સાગર. ૫ આ નૃત્યમાં–સાગરના નૃત્યમાં. ૫ એ ગાનમાં–સરિતાના ગાનમાં.

પૃ૦ ૫ શૂરસંમેલનઃ પ્રસિદ્ધ થયું 'કુમાર'માં. ૨ જટિલઝાળ–જટાની પેઠે ફેલાએલી ઝાળવાળો. ૧૦ ખેલને—ખેલન-રમણ-લડતમાં ૧૨ નવલ–નવા ભાવિને ઘડે છે, શૂરોના સંમેલનમાં.

પૃ૦ ૬ બલિઃ પ્રસિદ્ધ થયું 'કુમાર'માં. ૩ સ્ફુલિંગ–તણખો.

પૃ૦ ૮ કરાલદર્શનઃ વિશ્વમાં જે કરાલ તત્ત્વ છે તેનું દર્શન. પ્રસિદ્ધ થયું 'કૌમુદી'માં. ૭–૮ કાળ જતાં, વખત જતાં, કોમળ વાંછના ઊગી. ૧૩ કાવ્યની વ્યક્તિ સાગરકાંઠે પહોંચીને બોલે છે. ૨૩ તમ–તિમિર–અંધકાર. ૩૧ અંધારાનો બોલાવ્યો હું ઝૂંપડીમાંથી નીકળ્યો હતો. વિશ્વનું કરાલ તત્ત્વ સાગરનાં કેટલાંક રૂપોમાં વિલસે છે તે જોવાની ઇચ્છા હતી; પણ સાગરનાં મોજાંની લીલા બહુ ક્રૂરતાભરી લાગી. ફીણવાળા ધોળા તરંગો અંધારાને દંતુશળોની પેઠે વીંધી નાખતા હતા. કરાલતાના દર્શનને બદલે ઊલટું ક્રૂરતાનું દર્શન થતાં પાછો આવીને હું ઝૂંપડીમાં સૂઈ ગયો. ત્યાં અંધકારે ફરી બોલાવ્યો ને કંઈ કહેવા માંડ્યુંઃ 'દરિયાનાં મોજાં ઊછળે છે એ તો વિશ્વવ્યાપી વિરાટ કરાલતાનું હૃદય ધડકે છે. એ કરાલતાના હૃદય પર એક ક્ષણ માટે પણ વિરમવાના બદલામાં

તો અનેકવાર વીંધાઈ જવું પડે. અમને—રાત્રિનાં તિમિરપુંજને હૃદયના આ બધા ય જખમો કબૂલ છે. મોજાંની ધવલતાથી અમારાં હૈયાં ભલે ચિરાય. કરાલતાના હૃદયધબકારા અમારા હૃદયને અડે છે એના બદલામાં આ જખમો તે પૂરી કિંમત નથી જ નથી.'

પૃ૦ ૧૧ પિપાસા–તરસ: પ્રસિદ્ધ થયું 'કુમાર'માં. ૧ હે યુગોના તરસ્યા જગતના કંઠ! ૧ તારા અવાજના કંપ–ધ્રૂજારી–ના પવનથી વીંધાઇને. ૪ મારાં સ્વજનો પાછાં મારા જીવનની પોતાને માટે ભેટ ન માગી લે! ૧૪ ભેરુ–સાથી. ૧૭ અનર્ગળ–અઢળક, પુષ્કળ. પેટાળ–ભીતર. ૨૪ તારા શોષને પી જતી.

પૃ૦ ૧૩ સિંધુદર્શન: પ્રસિદ્ધ થયું 'કુમાર'માં.

પૃ૦ ૧૪ ગીતગંગોત્રી: કવિતાનું ઉદ્‌ભવસ્થાન. પ્રસિદ્ધ થયું 'કુમાર'-માં. આમાં ગીતનો અર્થ બધે કાવ્ય લેવાનો છે. મૌનનું લયવાહી સાર્થ ઉચ્ચારણ એ કાવ્ય.

પૃ૦ ૧૭ અંતિમ સંબોધન: આખરનું સંબોધન. પ્રસિદ્ધ થયું 'કૌમુદી'માં. ૭ કવિ! તું વારે ઘડીએ તારા મિત્રને ઉદ્દેશીને વિશાળ પ્રેમભાવનાની આજુબાજુ અંગત મિત્રભાવની સાંકડી વાડ શા માટે રચે છે? તો હે મિત્ર, આ સંબોધનને આખરનું ગણી લેજે. તને જો મારા તરફથી કંઈ રસાસ્વાદ મળ્યો હોય, ને એની તેને ગણના હોય તો હવે તું એટલું કરી શકે કે પોતાની જાતને વિસ્તારીને નિજ પ્રાણનું આખા વિશ્વ સાથે તાદાત્મ્ય સાધે. તે એટલા સુધી કે હું જ્યાં સાંભળવા જાઉં, જોવા જાઉં, આકાશમાં કે ધરતી પર, બધે ય તને જ સાંભળી રહું, તને જ જોઇ રહું.

પૃ૦ ૧૮ પ્રિયસંસ્મૃતિ: પ્રસિદ્ધ થયું 'કૌમુદી'માં. ૩–૪ આંસુના અક્ષરોની રચેલી, અથવા અક્ષર—નાશ ન પામે તેવી, સંહિતા જોઇને

હૃદયનું એકલાપણું અસ્વસ્થ થાય છે.

પૃ૦ ૧૯ શશિકલાઃ એક અપ્રકટ નાટકનું ગીત. વિશ્વમહેલના સોપાન–પગથિયા–પર કાયા ઢાળતી હું એક મંજરી છું.

પૃ૦ ૨૦ મારી ઋતુઓઃ ૧૩–૪ બુદ્ધિના પ્રવાત–વાવાઝોડાથી થીજી ગયું હતું તે ઊર્મિઝરણ ફરી હૃદયના ભાવોના વહનથી અણુયે અણુમાં નવા રસને ઝીલે છે.

પૃ૦ ૨૧ 'વિશ્વશાંતિમાંથી' લેખકના 'વિશ્વશાંતિ' નામે ખંડકાવ્યની છેલ્લી લીટીઓ. યત્રૈવ જ્યાં આખું વિશ્વ એક માળા જેવું થઇ જાય છે. (૨) લીટી ૪. જુના ભક્તકવિઓ કાયાને ગંદકીનો ગાડવો ને એવું-તેવું કહીને ઉતારી પાડતા તેમ અત્યારે ઘણા ખગોળ અભ્યાસીઓ પણ આવડા મોટા વિશ્વમાં માણસ અણુપરમાણુ જેવડો છે એમ માણસનું માત્ર કદથી જ માપ કાઢી એને ઉતારી પાડવાના મોહમાં સહજ ફસાઈ જાય છે. જો કે કદની વાત કરીએ તો પણ, ઊલટી રીતે તપાસતાં, આ આખું આવડું મોટું વિશ્વ શાને લીધે છે, નાનાં-નાનાં પરમાણુઓને લીધે જ ને? . . . — જો કે જોવા જઇએ તો આ આખા વિશ્વની જ યોજનામાં માત્ર કદ એ જ માનદંડ નથી.

પૃ૦ ૨૪ પહેરણનું ગીતઃ અંગ્રેજ કવિ ટોમસ હૂડના 'ધ સૉન્ગ ઑફ ધ શર્ટ' નામના ગીતના થોડા ભાગનો અનુવાદ. પ્રસિદ્ધ થયું આચાર્ય કાલેલકરના પુસ્તક 'બ્રહ્મદેશનો પ્રવાસ'ના ૬૭–૬૮મે પાને.

પૃ૦ ૨૬ વિશ્વતોમુખીઃ–સર્વતોમુખી-બધી બાજુ મુખવાળી-વ્યાપક. પ્રસિદ્ધ થયું 'કુમાર'માં. આ કાવ્યની વ્યક્તિ પોતાની જાતને ભૂલીને પોતાને આખા રાષ્ટ્ર (ભૌગોલિક હિંદ)ની સાથે સરખાવે છે, અને રાષ્ટ્રપુરુષ હોય એમ પોતાની દશાનું બ્યાન આપે છે. ૨ સિંધુ–સિંધુ નદી. ૬ સ્વરના મંજુ-મીઠા-કંપનવાળા સ્મિતથી શમાતું. ૭ શૈલશૃંગે–

પર્વતની શૂળી ઉપર. ૯ એ ક્ષણ માટે તો નાનોસરખો મનુષ્ય મટીને આગળ અષ્ટકમાં કહી તેવી સ્થિતિમાં આવી જઇને આખા રાષ્ટ્રની વિરાટ ચેતના બની રહું છું. ૧૦–૧ અને જગતની બીજી બધી પ્રજાઓના હૃદયધબકારના તાનમાં ઊર્મિલ–ઊર્મિભરી–ઐક્યપ્રેરણા ગુંજી રહું છું. ૧૩–૪ બધી પ્રજાઓના હૃદયધબકાર સાથે પોતાનું હૃદય ધબકાવવાની સ્થિતિમાં, રાષ્ટ્રપુરુષત્વને પામેલી આ કાવ્યની વ્યક્તિ પોતાના વિકાસની કલ્પનાને સમેટી લેતી નથી. એ તો આ જગતની સૃષ્ટિનું આખી વિશ્વરચનામાં કેવુંક સ્થાન છે, વગેરે પ્રશ્નોના ઉકેલો તારાઓને સચેતન–સજીવ વિશ્વો કલ્પીને એમની લિપિમાં લખાએલી આકાશની પોથીમાંથી વાંચી રહે છે. અને સર્વ બાજુએ પોતાના હૃદયપ્રેમની ધારા વહેવરાવે છે.

પૃ૦ ૨૭ બારણે બારણે બુદ્ધઃ પ્રસિદ્ધ થયું ‘કુમાર’માં. ૯ રણમેદાનનાં શોણિતથી ક્ષુબ્ધ થએલી. ૧૦ માણસની અંદર લડવાની જે ઇચ્છા–આવેગ છે તેની સામે જ લડાઈ લડી લો. લડાઇઓ અટકાવવાનો એ જ એક માર્ગ છે. ૧૨ સર્વભૂતહિત વાંછનારાં હૃદયો સૌમાં પ્રગટાવો, જેવાં કે બુદ્ધ, ઇશુ, ગાંધી, સંત ફ્રાન્સિસ જેવાનાં.

પૃ૦ ૩૦ જઠરાગ્નિઃ પ્રસિદ્ધ થયું ‘કુમારમાં’. ૩ લટકાઓમાં ‘ઓ’નો ધીરો–લઘુ–ઉચ્ચાર કરવો. ૮ ચંદ્રશાળા–અગાશી.

પૃ૦ ૩૧ ઝંખનાઃ ૪ વિશ્વને ભરી રહ્યો છે તેને આંખમાં ભરવા.

પૃ૦ ૩૨ સોનાથાળીઃ એક કથાકાવ્ય. મૅકમિલન અંગ્રેજી રીડર પાંચમીમાંની ‘ધ ગોલ્ડન પ્લેઇટ’ નામની પદ્યકથામાં ફેરફાર કરીને. ૧ આરતીની તૈયારી વખતે. ૧૦–૧૭ રાતે દર્શને આવેલાંમાંથી કોઈ ભૂલી ગયું હશે એમ પૂજારી વિચારે છે. ૨૫ એના સ્પર્શે ઝાંખી થઈ ગઈ. ૩૬ પથરાના દેવ લોઢાપિત્તળને જ ઓળખે ને?

પૃ૦ ૪૨ એક ચુસાએલા ગોટલાને: પ્રસિદ્ધ થયું 'કૌમુદી'માં. ૬૫–૮ મારો પથ્થર કોઈ સ્વાતંત્ર્યયાત્રી રસાત્મા કવિને રસ્તે આવતાં, આ આજે તું મારે મુખેથી ગવાય છે તેમ મારો એ ગોટલા જેવો પથ્થર એને મુખેથી શું ખરેખર ગવાશે જ? કોને ખબર?

પૃ૦ ૪૬ આત્મ ટહુકે: ૧૩–૪ ચોપાસનાં બંધન તૂટતાં નથી, ત્યારે દેહબંધો હલમલી ઊઠે છે અને અતાગ હૃદયાકાશમાં જે પુકાર ઊઠે છે તે આ કવનટહુકાર.

પૃ૦ ૪૭ ભિખારી: પ્રગટ થયું સાબરમતી આશ્રમના હસ્તલિખિત 'મધપૂડો'માં. ૯ જ્યારે ઝીલવાનું કશું સાધન તૈયાર ન હતું ત્યારે તેં તારો પ્રેમ વરસાવ્યો.

પૃ૦ ૪૮ ઘાણીનું ગીત: જેલમાં માણસો ઘાણી ચલાવે છે.

પૃ૦ ૪૯ હથોડાનું ગીત: ૧૬ કહાંસુ–કોશનો છેડો ટીપીને કાઢેલી અણી

પૃ૦ ૫૧ વિશ્વમાનવી: પ્રસિદ્ધ થયું 'કુમાર'માં. ૧૩–૧૪ અહંબુદ્ધિ વિસારી વિશ્વ સાથે સાયુજ્ય અનુભવું, પણ જે ધરતીને આધારે આ શક્તિ મળી રહે તેને કદી ભૂલું નહિ, તેની ધૂળને તો હમેશાં માથે ધરી રહું.

પૃ૦ ૫૨ સમરકંદ બુખારા: પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન'માં.

પૃ૦ ૫૬ ધ્રુવતારલી: અવિચળ ધ્યેય. ૪ સ્વપ્નમાલા પૂરેપૂરી ઘડી નહિ. ૯–૧૧ કવિતાનું વિશ્વવ્યાપી રૂપ કલ્પ્યું છે. ૧૩–૧૪ જીવનો અને મરણોની ઉથલપાથલો દેખાતી રીતે વ્યાપક પણ અસ્થિર હોય છે. જીવનમૃત્યુના વંટોળિયાઓની આરપાર જે સળંગ સ્થાયી સંવાદિત્વ હોય છે તે કવિતા; એ કવિતા જો આખરની ઘડીએ એકાદ સ્મિત વેરે, તો એને ધ્રુવતારલી ગણી લઈ અખંડ ધ્યાનથી વિશ્વપ્રવૃત્તિઓના સંવાદિત્વ સમી એ ચિરંતન કવિતાને સેવી રહેવાય.

પૃ૦ ૫૭ યુગદ્રષ્ટાઃ પ્રસિદ્ધ થયું 'કુમાર'માં. ૧૩-૧૪ કાવ્યમાં તેં કલ્પનાથી જ રામનું વ્યક્તિત્વ સર્જ્યું, કે પછી સાચેસાચ જીવી ગએલા કોઈ મહા જીવનવીરને ચરણે તારું કવન ઝર્યું? એની ખબર નથી, પણ એટલી ખબર છે કે બંને ય લોકહૃદયમાં અમર છો. ૩૫ પ્રત્યેક માણસના હૃદયમાં માનવ્ય-માણસપણાનો જોનાર.

પૃ૦ ૬૦ આશાઃ પ્રસિદ્ધ થયું 'કૌમુદી'માં. ૧ પ્રસ્પંદ-પલકારો.

પૃ૦ ૬૫ ભોમિયા વિનાઃ પ્રસિદ્ધ થયું 'કુમાર'માં 'અટૂલો' શીર્ષકથી.

પૃ૦ ૬૭ મિલનઃ પ્રસિદ્ધ થયું 'કૌમુદી'માં. ૨ પ્રતીચી-પશ્ચિમ દિશા.

પૃ૦ ૬૯ મોખરેઃ પ્રસિદ્ધ થયું 'કુમાર'માં 'યૌવન ઝંપલાવે' શીર્ષકથી. ૨ ક્ષિતિજો-દૃષ્ટિસીમાઓને ઓળંગીને. ૧૨ ચહી-એમ ઇચ્છીને.

પૃ૦ ૭૦ ઉષાઃ ૨૦ અમારાથી અદીઠ એવી બીજી ઉષાઓ તેં દીઠી હોય તો. ૩૨ ઉષા મહીં પ્રકાશતા હે સુન્દર! તું આની પાછળનું સત્ય પ્રકાશ.

પૃ૦ ૭૨ દળણાના દાણાઃ ૩ બુંધે-તળિયે. ૭ હુંલ્લી-સુંડલી, નાની ટોપલી. ૧૦ માંડ ઢેબરા જેટલો લોટ હશે. ૧૬ મેંઢી-વાંકાં શીંગડાંવાળી. ૧૭ મરી ગએલો. ૩૩ હવે શેની પર જીવાશે? પૂંજીમાં તો આ પાશેર કણ, ખાલી કોઠી અને ઘરછાપરું છે. એટલું તો સમાજને જોઇશે. ૩૪ પછાડે-પાછળ. ૩૬ કાયટું-કારજ.

પૃ૦ ૭૪ કલાનો શહીદઃ ડભોઈની પ્રસિદ્ધ હીરાભાગોળના કારીગર હીરાને, એ બીજા કોઈ રાજાને નગરદ્વારે ફરી એવી કળા ન કરે એ હેતુથી સધરા જેસંગે વર્ષાસન સ્વીકારી કામધંધો છોડી દેવા કહેલું. રાજાનું નહિ માનવાથી એને પથ્થરમાં ચણાવાની સજા થઈ.... આ કથાકાવ્ય ડભોઈ જોયા વગર જ લખેલું છે એટલે એમાં ત્રુટીઓ પણ હોય. ગાયકવાડ સરકારના રિપોર્ટ્સમાં હીરાભાગોળનાં ચિત્રો અને

હીરાની વાત આપેલી છે તે જોએલું. હીરાને છોડી દીધેલો એવો વિકલ્પ પણ નોંધાયો છે. . . . . આ કથાકાવ્યમાં હીરો ચણાયા પછીના બે દિવસની ચર્ચા આપી છે,–એ પોતાની કથા કહેતો હોય એમઃ (૧) સધરા સાથેની તકરાર. (૨) શિક્ષા. (૩) જિંદગીનાં પ્રેરણાદાયી તત્ત્વો– ઉષા, બપોર, સંધ્યા, રાત્રિ, તારા, ચંદ્ર એક પછી એક જેમ આકાશમાં ઊઘડતાં જાય છે તેમ પોતાની કલા સાથેના એમના સંબંધો એને સાંભરે છે. (૪) પત્ની સાથેનું છેલ્લું મિલન. (૫) સૌ લાગતાંવળગતાંને સલામ. એ કહે છે કે મને છોડી પણ દે. પણ અર્ધા અપંગ થએલા હાથે હવે પછી પહેલાંની છટાથી છીણી રમાડવાનાં સ્વપ્નાં હવે કેવાં ? . . . . આ આખી ય દંતકથા પણ હોય. જોકે ગરવી ગૂજરાતના સધરાને નામે આથી પણ વધારે કરપીણ ઘટનાઓ–જસમા, રાણક વગેરેની– ચડેલી જાહેર છે. . . . સામાન્ય જનતામાંથી ઉદ્‌ભવેલા એક કલા-કારની અને એની કલાને પોતાના વૈભવથી ખરીદેલી મિલ્કત માનનાર સત્તાશાળી કલોપભોગી વર્ગની વચ્ચેનો ગજગ્રાહ એ હમેશની વસ્તુ છે. કલા પોતાને પૈસે અને સત્તાબળે ઉપજે છે ને નભે છે એમ કલા-ભોક્તાઓ માને અને કલાને પોતાની કીર્તિનો ચિતાર ગણે, જ્યારે કલાકાર કલાને પોતાના આત્માનો આવિષ્કાર માનતો હોય—આ બે ભાવોની તાણાતાણીમાંથી નિપજતી કલાકારના જીવનની કરુણતા બતા-વવ.નો આ કાવ્યમાં પ્રયાસ છે. ૧૪૩–૪ તમે જતાં કલાને તો કીર્તિરૂપી સખી મળશે. ૧૮૧–૨ જો હું તને પૂરેપૂરી જીરવી શકયો હોઇશ તો જે પ્રતિમાસે પૂર્ણિમા ઘડી રહ્યો છે તે અજબ શિલ્પી પ્રભુ આપણને ફરી મેળવશે.

પૃ૦ ૮૩ પીછુંઃ પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન'માં. ૫ તર્પવા–સંતોષવા. ૧૩ અસ્પર્શ્ય ન–સ્પર્શ્ય ન હોય એવી નહિ–સ્પર્શ્ય–ગમ્ય.

પૃ૦ ૮૪ કરાલ કવિઃ વિશ્વમાં જે કરાલ તત્ત્વ છે તેનો ગાયક કવિ;

અહીં ઘૂવડ. સૌન્દર્ય લલિત–સૌમ્ય રૂપે વિલસે છે ને કરાલરૂપે પણ. લલિત સૌન્દર્યનાં ગાયક કોકિલા, બુલબુલ વગેરે, એમ કરાલ સૌન્દર્યનો ગાયક ઘૂવડ. ૬ કોતરે–કોતર વડે. ૧૧૫ કરાલ સૌન્દર્યના મૂર્તરૂપ–પરમેશ્વર–ને તે આદિઘૂવડ કહે છે. એના પ્રલયહુંકારમાં શમીને પોતાનું કાળગીત પૂર્ણતા પામશે. ૧૨૦ ઘૂવડનો અવાજ આવા ભયંકર સ્થાનમાં ભયંકર વખતે કરાલતાથી અપરિચિત માણસને સંભળાતાં, અવાજમાત્રથી જ તેના મગજમાં આવાઆવા–સંવાદાત્મક–વિચારો પસાર થઈ ગયા? ૧૨૬ અવર પાસું સૌન્દર્યનું–કરાલતાનું. એક જે તરી આવે છે તે પાસું લાલિત્યનું. બીજાને પિછાનવાની તો પરવા જ ન કરેલી. ૧૩૨ મા ભૈઃ–ડર મા! ૧૩૩ કરાલ સૌન્દર્ય ઉપરઉપરથી ભલે ભયભર્યું લાગે, પણ ભીતરમાં તે શિવ–કલ્યાણ–ભરેલું છે.

પૃ૦ ૯૨ માવતરનેઃ ૧ અમથું–કશી વિશિષ્ટતા વગરનું. ૯ ઝરણાંને થાય છે કે સાચે જ પિતાને એવી શંકા થઇ છે ને તેને રોકવા તે પ્રયાસ કરે છે. ૧૦ બાથ જડમાં–બાથની પકડ–ભીંસમાં. ૨૫ સ્તન્ય–દૂધ,પોષક તત્ત્વ. ૨૯ હરું–લીલું. ૩૨ વિયોગના વહેતા જખમના પ્રભાવે જ ઝરણું સાગર સુધી જઈ શક્યું. ૩૩ ઉપરથી ઝરણું અદૃશ્ય થયું, પણ ભીતર વહેતું રહ્યું. ૩૪ બીજાં ઝરણાં–નદી સાથે મેળવી ઠેઠ પહોંચાડ્યું. ૩૫ મોજું બનીને કિનારાને ભેટીશ એમ ઝરણું કહી ગયું હતું, પણ એની મહત્ત્વાકાંક્ષાને ક્યાં મર્યાદાઓ છે? મધદરિયે મોજાંની રમણા જામી છે એમાં એ તો મસ્ત છે. ૩૬ મેહુલો બનીને ગિરિને હૈયે જઈ વસવાનું પણ હવે કેવું? એને તો સ્વાતિબિંદુ રૂપે વરસીને સમુદ્રતળિયે મોતી થવાના કોડ છે. . . . આ ગિરિ–ભૂમિ અને ઝરણાના રૂપકની ઓથે પિતા–માતા અને પ્રગતિવાંછુ, મહત્ત્વાકાંક્ષી બાળકના સંબંધો અને એમાંથી નિપજતી દશાનું બ્યાન છે.

પૃ૦ ૯૪ ખીડમાં સાંજવેળાઃ સૂરજ આથમ્યા પછી અંધારું ઊતરે,

તારાઓ ફુટ્યા ન હોય, ને ચંદ્રમા પણ ગેરહાજર હોય ત્યારે જે ગમગીન સ્થિતિ ધરતી–આકાશમાં પ્રવર્તે છે તે બહુ ડરામણી હોય છે. અમારી તરફ–ઈડર તરફ–નાં ગામડાંમાં એ સ્થિતિ માટે 'બાલાઘૂઘૂ' શબ્દ છે. બાલાઘૂઘૂ વેળા આકાશ સાવ આધારહીન થઈ જતું લાગે છે. તારા, સૂર્ય, ચંદ્ર, પર્વત અને ઝાડ, જે આકાશને ટેકો આપતાં દેખાતાં હતાં તેમાંનું એકે આ વખતે આ બીડમાં દેખાતું નથી. ત્યારે હવે આકાશ કેવી રીતે ટકી રહે? ત્યાં તો ઘાસનું એકેએક તરણું જાણે પોતાની ટોચ પર આકાશને ટેકવી રહ્યું હોય એમ જણાય છે. આકાશ–વિશ્વની યોજના–ને ટકાવી રાખતા હોય એમ દેખાતા મોટા પદાર્થો જ કેવળ તેના ટેકારૂપ નથી, પણ તરણાં જેવા ક્ષુદ્ર પદાર્થો, જન્તુઓ, વ્યક્તિઓ પણ વિશ્વને નભાવવામાં પોતપોતાનો ફાળો આપે છે; અથવા બીજી રીતે કહીએ તો વિશ્વની યોજનામાં તારા, સૂર્ય, ચંદ્ર કે ગિરિને જેટલું સ્થાન જણાય છે તેટલું જ અગત્યનું સ્થાન તરણાં જેવી નાચીઝ વસ્તુને પણ છે. એ ન સમજવામાં માણસની–તેની પ્રાથમિક દશામાં હતી એવી અત્યારે પણ ટકી રહેલી–મનોદશા આડે આવે છે; અને જાણે ટેકા વગરના આકાશને પોતે જ બચાવી લેવું જોઈએ એમ માની તે પોતાના હાથથી ટેકો આપવા જાય છે; ત્યાં તો તે પોતાની ભ્રાન્ત મનોદશા જોઈ શકે છે. ૪ ફુરી–સ્ફુરી. ૧૩ ન આદિ૦–પ્રથમ મનુષ્યથી જુદો નહિ એવો.

પૃ૦ ૯૫ બેતમા–તમા વગરનો: ૧૦ છટા શિરની–સ્વમાન.

પૃ૦ ૯૬ ઉકરડો: ધરતી પર ફેરફાર કરવાની ધગશવાળાં બે પાત્રો–ઉકરડો અને વંટોળિયો–નું આ કાવ્ય છે. ૧૫ પાંદડાં જેવી નાચીઝ, નજીવી વસ્તુ પણ. ૧૮ દંગલ–બળવો. ૧૪ ઢબૂરી–સુવાડી.

પૃ૦ ૯૮ વડ: પ્રગટ થયું 'મધપૂડો'માં. જ્યાંથી ઉપજ્યા તેની પ્રત્યે આખું જીવન ઝૂકી રહે, પોતાના સર્વસ્વથી એની જ અર્ચા કરી રહેવાનું

મન થાય, એવી ભાવનાનું આ સૉનેટમાં નિરૂપણ છે. ૧૪ પુણ્ય-પર્ણી–પુણ્યનાં પાંદડાંવાળી.

પૃ૦ ૯૯ હૃદયસિંધુ: દુ:ખની અતિશયતા જ પોતાના (અને બીજાના ય) દુ:ખની દવા બની રહે છે. મારા દુ:ખની અતિશયતાથી મારા દુ:ખનું સાંત્વન થાઓ કે ન થાઓ, પણ બીજાઓનો તાપ એનાથી શમો એવી વાંછા છે.

પૃ૦ ૧૦૦ ધોબી: પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન'માં. ૬–૭ અન્વય:–જળ-બિંદુશીકરે ઇન્દ્રધનુષ્ય ન્યાળી હૈયું કૂદે (છે). વર્ડ્ઝવર્થના My heart leapsup when I behold a rainbow જેવું ઉચ્ચ કવિત્વવાળું સહજોચ્ચારણ પોતે હમણાં અનાયાસે કરી દીધું એનું ભાન થતાં કવિ કલ્પે છે કે સો વરસ પહેલાં હું જન્મ્યો હોત, તો કવિ તરીકે વર્ડ્ઝવર્થ જેટલી જ મારી કીર્તિ હોત. ૧૦–૧૪ પોતે ન્યૂટનની પૂર્વે ધોબી રૂપે હોત તો આ પ્રકાશના પૃથક્કરણની શોધનું માન તો ખાટી જાત, એમ ને? ૧૭ કામઠું–ધનુષ્ય. ૨૫ ધોબીને ફાંફાં મારતો જોઈ વિજ્ઞાન-શાસ્ત્રીને થાય છે કે સૂરજ તરફ પીઠ રાખીને જ ઇન્દ્રધનુષ્ય દેખી શકાય એ સાધારણ નિયમનું એને જ્ઞાન નહિ હોય. ૩૧ લાંબી વાત એને પરવડે નહિ. ૩૪–૩૭ ન્યૂટન અને વર્ડ્ઝવર્થનો શોધ અને કવિતાનો આનંદ આ સામાન્ય માણસને તો મળ્યો જ નથી એનું દરદ ગાય છે, કે પછી એ બે મહાપુરુષોની કૃતિઓની ખ્યાતિ આ માણસ જેમાં છે તે આખા વર્ગને પહોંચે એટલી સર્વવ્યાપી નથી તો એમની તે શી અદેખાઈ કરવી એવા મર્મથી હસે છે?

પૃ૦ ૧૦૨ નમ્રતા: પ્રગટ થયું 'મધપૂડો'માં. અંતર્મુખ માણસ મોટેથી વિચાર કરતો જાણે સંભળાઈ જાય છે.

પૃ૦ ૧૦૩ મુખર કન્દરા: ગુંજનથી ભરપૂર એવી, ખીણ, બો. પ્રસિદ્ધ

થયું ‘પ્રસ્થાન’માં એક ભાઈના ટિપ્પણ સાથે. સારસબેલડીઓના ગીતનો ડુંગરની ખોમાં પડઘો પડે છે. અને સામા ડુંગરોની બખોલોમાં આ પડઘા-નો પણ પડઘો પડે છે ... સારસસંગીત સાંભળીને આ કાવ્યની વ્યક્તિના હૃદયમાં પણ એનો પડઘો પડે છે અને એના હૃદયની સામે આવેલી ત્રિકાલની કન્દરાઓમાં એ પડઘાનો એને પ્રતિધ્વનિ સંભળાય છે. સહજ રીતે એને ગત જન્મોના સંસ્કારો, વર્તમાનના અનુભવો અને ભાવિની આશાઓના ભણકારા સંભળાય છે; પોતે અર્ધનારીશ્વરના આત્માનો જ ધારણ કરનાર છે, પોતાનું ઘડતર પણ નરત્વ અને નારીત્વના અવિશ્લેષ્ય સંગઠનથી સંપૂર્ણતાએ પહોંચી શકે, એવુંએવું એને સારસગીતથી ગાજતા અને ચાંદનીથી ઊભરાતા વાતાવરણમાં સૂઝે છે.

૨ વિલમ્બી, મોડા પડેલા. ૩ કલબલ પણ. ૫ અમીની ટશર, કુંપળો. ૬ અધખીડતાંનો કર્તા ગિરિ તળાવ, ઇ૦. ૧૩ ઝિલ્લિરવ, તમરાંનો અવાજ. ૨૧ દઈ, ઝીલી, રચેનો કર્તા કન્દરા. ૨૬–૨૯ સચેત, રસપ્રાણ, ૩૦ અર્ધનારીશ્વરનાં વિશેષણો. ૩૫–૪૦ પોતાની અંદર રહેલી પ્રકૃતિ સાથેનું અર્ધનારીશ્વરનું લીલાગાન અખંડ ગાજ્યાં કરે છે. અત્યારના વિશિષ્ટ વાતાવરણમાં એ સંભળાઈ જાય છે, અને ખાતરી કરાવે છે કે મનુષ્ય જે અર્ધનારીશ્વરની જ પ્રતિકૃતિ છે તેના-માં પણ પુરુષ અને પ્રકૃતિ, નર અને નારી, બંનેના ગુણો અસ્તિત્વ ધરાવે છે. એક પુરુષ તે માત્ર પુરુષ નથી, એક સ્ત્રી તે માત્ર સ્ત્રી નથી. ૬૫. હૃદયશાયિ, હૃદયમાં સૂતેલો આત્મા, અર્ધનારીશ્વર. ૭૩મી લીટી આખા કાવ્યના સાર જેવી, ૭૪ સભર૦ જેનાં શ્રોત્ર, કાન ગુંજનથી ભરાઈ ગયા છે એવી હૃદયની કન્દરા. ૭૬ ચંદિરા. ચંદ્ર માટે પૃથ્વીછંદને અનુકૂળ સ્ત્રીલિંગી શબ્દ યોજ્યો છે. સરખાવો શ્રી નરસિંહરાવનો ‘ચંદા’ અને શ્રી નાનાલાલનો ‘ચંદ્રી’.

પૃ૦ ૧૦૭ બાપદીકરો: ૧ ઝાકળિયું–ઝાકળથી બચવા માટે કરેલું

ઝૂંપડું. ૪ અરધો દિવસ કોસ હાંકવાનું બંધ રાખીને. મેઘો–ખેડુતનું નામ. ૨૨ રામી–મેઘાની વહુ. ૨૪ ટોવા સૂડલા–એ નામનાં પંખીને ઊડાડી મૂકવા. ૨૮ સાથેસાથ છોકરો રાતમાં ચાલ્યો ગયો. ૩૦ હિરિયો–છોકરાનું નામ. મેઘો ભૂત થયો અને હિરિયાને એણે જ લલચાવીને પોતાની પાસે બોલાવી લીધો. ગામડાંનાં લોકોની વહેમી કલ્પના. ૩૧ બીજાની કલ્પના વળી વધારે સતેજ છે. એણે તો બાપદીકરાને ખીણમાં ભારીઓ લઇને જતાં જોએલા. દમી–દુઃખ દઇને.

પૃ૦ ૧૦૯ ઉરખાખઃ ચોમેર બધે દુઃખ જ હોય તો આ જિંદગી ભલે સ્મશાનસમી બની જતી. એ સિવાય બીજું શું શોભે? લલાટે હૃદયની રાખોડી લગાવી, પોતે બળીને વાતાવરણ શુદ્ધ કરતાં કરતાં સર્વ-કલ્યાણની ભાવના સેવતાં અંદરથી ધૂન ઉપડશે 'શિવો'હમ્! શિવો'હમ્!'

પૃ૦ ૧૧૦ સર્જકો સૃષ્ટિલીલાનાંઃ (એક પ્રાસંગિક કૃતિ). એક હૃદય અને બીજું હૃદય તેનો સરવાળો બે એટલે કોઈ 'ફાઇનાઇટ' સંખ્યા નહિ પણ 'ઇન્ફાઇનાઇટ' છે.

પૃ૦ ૧૧૧ કવિઓઃ પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન'માં 'અમે' શીર્ષકથી, નીચેની વસંતક્રાન્તા છંદ પરની નોંધ સાથેઃ 'આ બંધ અંગ્રેજી સ્પેન્સેરિયન વર્સની ઢબે છે. એમાં નવમી લીટી પહેલી આઠ કરતાં સહેજ લાંબી હોય છે. આ વસંતક્રાન્તામાં નવમી લીટી સાત અક્ષરો સુધી વસંત-તિલકામાં વહે છે ને પછી મંદાક્રાન્તાના છેલ્લા દસ અક્ષરોથી પૂરી થાય છે. ત્રીજો અક્ષર લઘુને બદલે ગુરુ હોય તો આખી ય લીટી મંદાક્રાન્તાની બની રહે; પણ એને લઘુ રાખીને વસંત૦માંથી ૦ક્રાન્તામાં સરળતાથી સરી જવાનો લાભ લીધો છે. પ્રાસ અંગ્રેજી પ્રમાણે અનુક્રમે ક,ખ,ક,ખ,ખ,ગ,ખ,ગ,ગ એમ છે.' ૧ ખચી–ખિચોખિચ ભરી. ૨–૫ બધે સુંદરતા પાથરી વિશ્વકર્તા જે ઋત (સત્ય)ની શિવઋચા ઉચ્ચર્યો તેના પડઘા નિરંતર ગાજી રહે છે. ૧૨ નવમાત–નવીનવી માતા

થયેલી. ૧૮ વિકસતી જતી ઉદ્‌ભીજ–અંડજ–યોનિજ–સૃષ્ટિનાં અનેક રૂપોમાં પ્રકટતી પુરુષપ્રકૃતિની સનાતન લગ્નલીલાની મધુચંદ્રિકાઓ (હનીમૂન્સ). ૨૬ મૉજે, કેમકે સ્વેચ્છાએ. ૩૧–૨ અમારા હૃદયતાર સૃષ્ટિનાં બીજાં સત્ત્વોના સંગીતના સંવાદમાં બજી રહે છે. ૩૩–૩૫ વીજળીની નખલીથી વાદળોનાં છલાછલ હૃદયો વલોવાય છે એવી જ રીતે અમારાં હૃદયો પણ વલોવાય છે ત્યારે કવિતા પ્રગટે છે. ૩૬ જે–દિલો. જે બિચારાં ઝંઝાવાતે વીંઝાય છે, કંપી ઊઠે છે, છતાં જેમનાથી ગાયા વિના રહી શકાતું નથી. ૩૮ એવો ગ્રહ. ૪૦ અમને તો અંધકાર વિશ્વરચનામાં ડાઘ જેવો ન લાગ્યો, ન ડંખ્યો. ૪૪ અનાવરણ–પડળ વિનાની કલ્પનાકલાની આંખો. ૪૫ ને એ ઝંખામાંથી કંઈ એકાદ કણ લાધે તો તેને શક્તિ પ્રમાણે શબ્દોમાં આછોપાતળો વેરીએ છીએ.

પૃ૦ ૧૧૪ કવિતાનેઃ કાવ્યમાતાના વિશ્વવ્યાપી મર્મરથી હૃદયના તાર ગુંજી ઊઠતા નથી; તો મૈયા, મને ન ગમે તેવી કરાલ રીતે પણ તું એ તારને બજાવી જજે.

પૃ૦ ૧૧૫ બળતાં પાણીઃ ૯–૧૦ અંધ વિધાતાની અંધ યોજનાને શી રીતે ઉથાપવી?

પૃ૦ ૧૧૬ ગિરિદવઃ ૭–૮ પણ એ થીજ્યાં ઝરણાં રીઝી ગયાં અને રમતાં થયાં કે પછી અંદરને અંદર જાણ્યાજોયા વગરનાં બળીને ભસ્મ થઈ ગયાં એ કોણ કહેશે? જીવનનાં ઝરણાંને વહેતાં કરવાના પ્રયાસો એને સુકાવી પણ દે, તો એ સહેવાની તૈયારી વહોરી લેવાની વીરતા એવા પ્રયાસ કરનારામાં હોય જ છે.

પૃ૦ ૧૧૭ બાણુપથારીઃ (એક પ્રાસંગિક કૃતિ) પ્રસિદ્ધ થયું ‘પ્રસ્થાન’માં. ૫૧ પણ લોકોનાં હૃદયોમાં તો વધસ્તંભો હતા જ. ૫૮–૯ અંદરના વડવાનળની, નૌકાને કે જમીનતટને શી ખબર પડે? ૧૦૪ એક હૃદય

સહી શકે તે કરતાં અનેકગણું સહ્યું. ૧૧૯ સામંજસ્ય—ઔચિત્ય. ૧૨૧ આયુર્દોલા—આયુષ્યનો હીંચકો. ૧૩૩–૪ અમે આજે ઇશુની કુરબાની ગાઇએ છીએ, પણ અત્યારે ગાંધીની દશા ઇશુ જેવી થતી હોય તો તે નિવારવા કેટલું કરીએ છીએ? તો ભાઈ, તું પણ તારા જમાનામાં પાછો ગાંધીજીવનની બલિગાથા ગાવા મંડી પડે ત્યારે વિચાર કરજે કે તારા જમાનાના જ કોઈ સંતની એવી દશા થતી હોય તો એ નિવારવી એ પ્રથમ કર્તવ્ય છે.

પ૦ ૧૨૩ મૃત્યુનો યાત્રીઃ 'ગુફાનું કમળ' નામના પુસ્તકમાં શ્રી રાવજીભાઇ પટેલનો લેખ જિજ્ઞાસુએ જોવો. ૧૬૦ આફ્રિકામાં તે વખતે 'ગાંધીરાજા' કહેવાતા. ૨૦–૨૧ પળવારમાં તો હૃદયમાં ઘણાં મંથનો થયાં.

પૃ૦ ૧૩૩ ટપ્પાવાળોઃ ટૉમસ હાર્ડીના 'ધ કૅરિયર' કાવ્યનો અનુવાદ.

પૃ૦ ૧૪૬ સમયની ભવ્ય આરામગાહે પોતાના ક્ષિતિકક્ષનપર તેજપુષ્પો પાથરતો સૂર્ય જતોજતો પણ નિજફીકીના રંગથી આછાં ઘનપટલને સીંચતો જાય છે; સિંધુ ઓથે ડૂબતી સંધ્યાની રક્તરંગી ચિતા શમતીશમતી પણ તારકોના અશમ સ્ફુલિંગો આકાશે ઉછાળતી જાય છે; તેમ હું યે, મારી—અરધી કે આખી—જિંદગીની અવધ માણી રહીશ ત્યારે, કોઇ વિરલ ક્ષણોનાં ઇન્દ્રચાપેથી ચૂંટેલાં કાવ્ય ને કલ્પનાનાં મારાં આ પુષ્પો વીખેરી જઇશ. અગાધ સમયની ભવ્ય આરામગાહે ભલેને એક ક્ષણમાત્ર પણ એ કેવાં સોહી રહેશે!

